## નિવેદન

સોરઠી વીરોની શૂરકથાઓ જેટલી જ તેમની પ્રેમકથાઓ પણ રોમાંચક અને ગૌરવભરી છે. અત્યારના જમાનામાં સુધારામાં ખપતાં અનુલોમ–પ્રતિલોમ લગ્નો જૂના કાળમાં પણ સોરઠમાં થતાં ને સમાજ એ લગ્નોને અનુમોદન આપતો પ્રેમલગ્નો સ્વજ્ઞાતિનાં બંધન સ્વીકારી શકતાં નથી.

નાગમતી અને નાગવાળો, એ પરપ્રાંતીય અને પરજ્ઞાતીય હોવા છતાં હૃદયના આકર્ષણે એક થઇ, એક બીજા પાછળ પોતાનો જાન ન્યોચ્છાવર કરી દેવાની ઉર્મિઓ વહેતી કરે, અને છેવટે ઉગ્ર તપશ્ચર્યાના પરિણામે વડિલોની સમતિથી જ લગ્ન કરે છે; એમાં સોરઠની શૂરવીર પ્રજાનું શૌર્ય, ગૌરવ અને ઉદારતા ડગલે ને પગલે આપણને દેખાય છે. હિંમત, સહનશીલતા અને ચાતુર્ય એ મનુષ્યના મોટામાં મોટા સદ્‌ગુણો છે. કાઠીયાવાડી યુવાનોમા આ બધાં તત્ત્વોનો મુષમધાટ દેખાય છે. અને તેથી જ સોરઠી પ્રાચીન સાહિત્ય જેટલું આકર્ષક છે તેટલુ જ અનુકરણીય છે.

આ પ્રેમકથાના મૂલ્યાંકન હૂ વાંચકોને સોંપું છું.

સાતભાઇની હવેલી, ઝવેરીવાડ
અમદાવાદ, તા. ૬–૩–૩૪

મનુભાઇ જોધાણી

# અ . નુ ક્ર . મ



## ચિ ત્રો

## આ લેખકનાં બીજાં પુસ્તકો

સુન્દરીઓનો શણગાર ભાગ ૧ લો
સુન્દરીઓનો શણગાર ભા. બીજો
સોરઠી જવાહીર
ખાટી મીઠી બાળવાતો
સોરઠી વિભૂતિઓ–પ્રથમ ખંડ
સાહસ કથાઓ ભા ૧–૨
સોરઠી શૂરવીરો
આકાશી ચાચીઓ
ગામડાનું ગૌરવ
સ્વામી સહજાનંદ
મોડામા
ઝુમણુ
ખૂની આખ

### હવે પછી

સોરઠી વિભૂતિઓ ભાગ બીજો
જનપદ
ખાટીમીઠી બાળવાતો, ભાગ બીજો
જગલના જીવન
પુરાતન શહેરો
પડળ
પ્રવાસ પત્રો
ફૂલછાબડી
ગગનપથે
ખૂની કોણ અને બીજી વાતો

કનૈયાલાલ મુનશીની નવલકથાઓ અને પૌરાણિક નાટકો વાંચી મંત્રમુગ્ધ થનાર માટે તદ્દન નવી વાનગી વાંચવી હોય તો વાંચો તેમની સર્વોત્તમ અને નવી જ કલાકૃતિ–

# લોપામુદ્રા

પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુ દેસાઇ અને જગમોહન મીસ્રીના ચિત્રો સાથે

| | | |
|---|---|---|
| વિભાગ ૧ | વિશ્વરથ : | ૧–૦–૦ |
| ,, ૨ | શમ્બર કન્યા | ૨–૦–૦ |
| ,, ૩ | દેવે દીધેલી | |
| ,, ૪ | વિશ્વામિત્ર : | |

ભારતના ઇતિહાસના પ્રથમ પરાક્રમોથી શ્રી. મુનશીએ 'પૌરાણિક નાટકો'માં રોમાંચ આણ્યા છે. તેનાથી ય વધુ સુંદર ને વધુ રોમાંચક આ કથા આર્યોના ઉષઃકાલને તમારી દૃષ્ટિ સન્મુખ આણે છે. આર્યાવર્તના સ્રષ્ટા ઋષિઓ વિશ્વામિત્ર, વસિષ્ઠ, અગસ્ત્ય અને લોપામુદ્રા જેવાં જીવંત પાત્રો હજુ શ્રી. મુનશીએ પણ દોર્યાં નથી. ખાસ કરીને પોતાની લાક્ષણિક શૈલિમાં લખાએલું નાટક 'દેવે દીધેલી' ગુજરાતી સાહિત્યમાં અવનવું પ્રણયગાન છે. તપસ્વિની, ઋષિ અને મંત્રદ્રષ્ટા લોપામુદ્રાનું સંવનન જેમ ઋગ્વેદમાં અદ્ભુત રીતે આલેખાએલું છે, તેમ આપણા સાહિત્યમાં પણ ચીતરાયું છે.



## થોડાંક રસદર્શનો :

### સાહિત્ય અને ભક્તિનાં

આ રસદર્શનો ગુજરાતી સાહિત્ય વિવેચનમાં સરસતા, શૈલી, ભક્તિ અને સાહિત્યનાં પ્રેરણામય દૃષ્ટિબિન્દુઓ આકર્ષક રીતે રજુ કરે છે.

શ્રી. મુનશીએ એ લખ્યાં છે અને કનુ દેસાઇના અનેક ચીત્રોથી સુશોભિત છે એટલું જ તેની વિશિષ્ટતા પુરવાર કરવા પુરતું છે.

સચિત્ર : પૃષ્ઠ ૨૫૦ ઉપર. પાકું પુંઠું. કિંમત રૂ બે.

# નાગમતી

## પ્રકરણ પહેલું

### વખો

" અરેરે ! હવે તે જાવું ક્યાં ? જોઇને મારૂં તો શેર શેર લોહી સૂકાઇ જાય છે." ઘરમાંથી મીણની પુતળી જેવી આયરાણીએ ઉંબરામાં આવી ટોડલાની સાખે ઝાલી સજળ નયને પોતાનાં પ્રાણથીએ પ્યારાં જાનવરને ભૂખના દુઃખથી ભાંભરતાં જોઇ ઓશીયાળે મોઢે નીસાસો મૂક્યો.

એ નીસાસાની ઉંડી જ્વાળાઓ દૂર દૂર દિગંતમાં દુકાળની કાળજીભી અગ્નિજ્વાળાઓ સાથે ભળી ગઈ. બાઇની આંખમાંથી નીકળતાં આંસુ વરાળ બની ઉડી ગયાં અને વેરાન વગડો ભયંકર બને એમ એ સુકકી આંખો ડરામણી બની ગઈ. એવામાંજ સામેથી તેનો ધણી આવતો દેખાયો.

"આયર ! આ અવાચક ઢોરને કાં તો ગૂડી નાખો અગર તો એને ઘાસ–પાણી ભેગાં કરો. મારાથી આ જોયું નથી જતું." લાલચોળ આંખો ફેરવતી આયરાણીએ બહારથી આવતા પોતાના ધણીને કહ્યું.

"એને શું ખવરાવવું? ઘરમાં કાંઈ રહ્યું છે? ને ઘરનાં ઠામ ઠીંકરાં વેચતાંય ખડપુળો મળે છે ક્યાં? કાલનું ખાવાની ચિંતા તો હજુ ઉભી જ છે. ને આપણા પંડ સામુંય તું કાં નથી જોતી? છે તારા ઉપરે લોહીનો એકે ટાંગો?" આયરે ઓસરીની કોરે બેસતાં ઉંડો નીસાસો મૂકયો.

એના હૃદયમાં થતું ઉંડું ઉંડું દુઃખ, આ લીલીછમ દેખાતી ધરતીના પેટાળમાં ભયંકર સત્યાનાશ વાળી નાખે એવા ખદખદતા લાવા પેઠે ઉછાળા મારતું; પણ ઘડાઇ પોઢ થયેલ આયર એ બધું ગળી જઈ સમતા રાખતો.

આયરાણી બહાર આવી, ને આયરે પહેરેલ બંડી કાઢી પાસે પડેલા ખાટલાને પાયે ભરાવી. આયરાણીથી એ ઉઘાડે ડીલે બેઠેલા આયરની પીડ જોતાંજ ચીસ નંખાઈ ગઈ: "હાય ! હાય! આતો કરકા નીકળ્યા ! નર્યો હાડકાંનો માળો જ રહ્યો છે. હાડકાંના માળા ઉપર ચામડે મઢેલો તમારો પંડ તો બંડી પહેરો છો ત્યારે જ ઠીક દેખાય છે. આવાં દુઃખ ક્યાં સુધી વેઠવાં પડશે?"

આયરે લલાટે હાથ મૂકયો ને એની આખોમાંથી આંસુનાં બેક ટીપાં સરી પડયાં.

ઓરડામાં જતી આયરાણીએ પાછું વાળી જોયું, ને આયરની આંખમાંથી આંસુ ખરતાં દીઠાં. એ પાછી વળી

ને ગળગળી થઈ જતી બોલી : " આયર ! મારા સમ ! શે'ં દુઃખે ? "

આયર જાનવર તરફ આંગળી કરીને બોલ્યો: "મારાં પેટનાં બચ્ચાં જેવાં આ ભૂખે ટળવળે ને આપણે ખાવું એ ધુળ ખાવા...."

આયરાણીએ આયરનો હાથ ઝાલ્યો ને "ઉઠો, ચાલો જઈએ કાનસુવા ભેડા પાસે." આમ કહેતી આગળ ચાલવા માંડી. જેમ આંધળો પોતાને દોરનારની પાછળ પાછળ અનુસરે એમ આયર આયરાણીના પગલે પગલું દાબતો તેની પાછળ ચાલ્યો.

દુઃખીઆરાંનાં દુઃખ તો દુઃખીઓ જ જાણે ઘણી વખત ભીરૂ માણસને એક તણખલાનો ટેકો મળી જાય તો એનામાં શક્તિનાં પૂર ઉમટે છે, અને અજબ કામ કરી જાય છે. 'નસીબ આડું પાંદડું' કહી માણસો એ વાતને ટાળી નાખે છે, પણ એ ટેકો ખરૂં મૂળ હોય છે. આયરને પોતાના માલીક પાસે મદદ માટે જતો જોઈ બીજાઓ પણ તેની સાથે ભળ્યાં અને આખાયે ગામની વસ્તી આજે પોતાના માલિક પાસે પોતાનાં દુઃખની ખરી સ્થિતિ રજુ કરવા ચાલ્યાં.

મોટાં માણસો તમાચો મારી મોઢું લાલ બતાવે છે. બાકી મોટાં ઘરની મોટી પોલ થોડા જ જાણતા હોય છે.

વસ્તીનાં ટોળાં કોઈ મહા નદીનાં પૂર ઉછાળે ચઢયાં હોય અને માઝા મૂકી જળ બંબાકાર કરી નાખે એમ આબાળવૃદ્ધ સહુ આજે કાનસુવાના દરબારગઢની ડેલી પાસે ઉભરાયાં. રાજાનું રાજ્ય આંચકી લેવું હોય કે એને ગાદીએથી ઉઠાડી મૂકવો હોય એવો ઉગ્ર કોલાહલ સંભળાતો હતો.

ટેલીની માઢમેડી ઉપર બેઠેલા ભેડા- ના હૃદયમાં ધ્રાસકો પડ્યો. તેને લાગ્યું કે પ્રજા રૂઠી. આ શો ગજબ ! એણે હડી કાઢી. એ નીચે ગડારામાં આવ્યો. એનાં થીગડાં દીધેલાં લુગડાંની પછવાડે ડોકીયું કરતું એનું તેજ અને ખાનદાની ભરાતાં જોઈ લોકો એના પ્રભાવમાં અંજાયાં. સહુ શાન્ત થઈ બેસી ગયાં.

ઉગ્ર થયેલી આયરાણીએ હાકલ કરી: "ભેડા ! અમને કાં તો તારા આંગણે ઝબ્બે કર અને નહિ તો પછી અમારાં ઢોર ઢાંખરને અને અમને કોઇ સારી જગાએ અન્નજળ અને ઘાસચારા ભેગા કર. આમ ટાંગા ઢસડીને ભૂખમરો નહિ વઠાય."

"જરૂર ! જરૂર ! જરૂર !" બેઠેલા ટોળામાંથી સામટા અવાજો ઉઠ્યા. કેટલાક યુવાનો તો ગોઠણીયાભર થઈ ભેડા સામે જોઇ રહ્યા.

ભેડો બાઈની હિંમત જોઇ તેની સામે તાકી રહ્યો. પોતાની પ્રજાના દીલમાં સળગતો દાવાનળ એણે પોતાની પ્રજ્ઞાચક્ષુ વડે નીહાળ્યો. અને પોતાના જેવી જ કંગાળીયત અને દુઃખ એણે પોતાની વસ્તીની ભીતરમાં ચોમેર જળતાં જોયાં. એણે ગળે ભરાયેલ ડુમો મહામુશીબતે સમાવ્યો ને કહ્યું, "વ્હાલા સોબતીઓ ! તમ કોઈને હું ઉજળો છું. અને આપણાં ઢોર–માલને લીધે જ આપણે બધા ઉજળા છીએ. પણ આ કોઈ દેવકોપની ખફાના પડછાયા આપણી ભૂમિ ઉપર ઉતર્યા છે. કાં તો મારા અને કાં તો આપણામાંના કોઇના પાપે બધાયને ભરડો દઇ તેણે વીંટી લીધા છે. સાકરનો ગાંગડો જીભે ચાટતાં એનો ધીમે ધીમે નાશ થઈ જાય

એમ આપણાં લોહી પી પીને એ આપણો સમૂળો નાશ કરશે. આ દુઃખમાંથી ઉગરવાનો એક જ ઉપાય મને લાગે છે–જન્મભૂમિનો ત્યાગ.”

સહુ સમસમી ઉઠયું. બાળક પોતાની મા પાસેથી કોઈ લઈ જતું હોય અને મા છોરૂનો વછો જેટલો કરૂણ દુઃખરૂપ લાગે એટલો એ કરૂણ છતાં ભયંકર શબ્દ સહુની છાતીમાં તીર પેઠે આરપાર ઉતરી ગયો. કોઇ કાંઈ બોલ્યું નહિ. હૃદયમાં કોઈ અકથ્ય અકળામણ શરૂ થઈ. કાંટાના પલ્લામાં ચઢેલા બે શબ્દો સમતોલપણું જાળવવા દેતા નહિ. “ કાં તો મૃત્યુ અને કાં તો દેશત્યાગ!”

“ આપણે જીવન–મરણનો પ્રશ્ન ઉકેલતા હોઇએ એટલી ગંભીર આ વાતો શું નથી લાગતી ? પણ આપણો સંપ અને સોબત એક બીજાને હુંફાળો સાથ આપશે. એક બીજાનો હાયમાં હાથ ઝાલી આપણે આગળ વધશું અને ખભેખભો લગાડી આવતી વિટંબનાઓ ભેદી નાખશું તો જ્યાં જઇશું ત્યાં કાનમેર જ જાણજો.”

“ મરશું ને જીવશું પણ સૌ સાથે ને સાથે જ રહેશું.” કોઈરણગર્જના સમો એક જ અવાજ પ્રજામંડળમાંથી ઉભરાઇ નીકળ્યો, ને ગગનમાં વાતાવરણ ભેદતો ચોમેર ફેલાઈ ગયો.

પાણીના રેલા પેઠે સહુ લોક વીખેરાઇ ગયા. દૂર દૂર દેશાવર જ્યાં લીલાંછમ જેવાં માથાઢંક ઘાસ ઉભાં હોય, શીતળ જળથી ભરેલી નદીઓ વહેતી હોય, આશ્રય આપી રક્ષણ કરે એવાં રાજ્ય હોય અને આખોયે નેસ પડાવ

નાખી પડયો રહે એવું સુંદર સ્થળ હોય; એવે ઠેકાણે જવાનો નિર્ણય કરી સહુએ પોતાના લબાચા બાંધ્યા. ઘરવખરી સકેલી અને ઉચાળા ભરી આખાયે ગામે ભારે હૈયે અને ભીની આંખે પોતાની પ્રાણથીએ પ્યારી જન્મભૂમિ કાનમેરને પાદર ઉભા રહી છેલ્લા પ્રણામ કર્યા. અને ત્યાંથી ફરી કદી પાછા ન આવવું હોય એમ કેટલાકે તો નીરખી નીરખીને ઘડી ઘડી પાછું વાળી જોઇ એનાં છેલ્લાં ઝાડ સુદ્ધાંતે જોયાં ને ગામનો સીમાડો ઓળંગતાં હૃદય ઉપર કોઇ સો મણની શીલા લદાઈ ગઇ હોય એમ દબાતે હૈયે ને રૂંધાતા શ્વાસે આગળ ડગ માંડયાં.

કચ્છનો વાગડ પ્રદેશ વટાવી, રણની ચોમેર ઉડતી અને તાપથી ખદબદતી રેતી ખૂંદતાં એ ભયંકર વંટોળના હલ્લા વીંધી નાખ્યાં અને સુકું વેરાન રણ ઓળંગી એમણે દેવનેય દુર્લભ એવા સૌરાષ્ટ્રના સીમાડે પગ મૂકયો. સ્વપ્નમાં જોયેલી વ્હાલસોઈ માતાનો ખોળો ખુંદવા પછાડી ખાતા બાળ સમા આયરોએ એ સ્વર્ગભૂમિ સૌરાષ્ટ્ર ઉપર પોતાનાં દુઃખનાં પોટલાં ઉતાર્યાં. ને પોતાનો માલથાલ, બાળબચ્ચાં, કુટુંબ કબીલા ને સંબંધી મિત્રોના સાથમાં ત્યાં કિલ્લોલવા માંડયું. જાણે નવો જન્મ!

છોડી સારો દેશ, વળી કિલ્લો કાનમેરનો;
સેંજળ સોરઠ દેશ, મવાડા મેલાણ થયા.

ભેડાએ સૌરાષ્ટ્ર આખો વીંધ્યો. મનગમતા સ્થળની તપાસ એણે શરૂ કરી. અને ઋણાનુબંધે ખેંચાઇ એમના સારાયે વાંઢીઆરી કાફલાયે સવીયાણાના સીમાડે સરધાર–

થીધારની તળેટીમાં નેસ બાંધ્યા.

સવીયાણું સરધાર, નગરામાં નેહચળ ભર્યું;
ખવળાં હાટ બજાર, રજવાડું રધીએ ભર્યું.

સવીયાણાનો ધણી ધમ્મરવાળો જેટલો માલદાર હતો એટલો જ જોરાવર હતો. એના રૂંવે રૂંવે ખાનદાની નીતરતી. પોતાના પાદરે અચાનક ઉતરી પડેલા આ કાફલાની એણે તરત જ ખબર લીધી.

પોતાના નેસ તરફ ઘોડાં દોડતાં આવતાં જોઈ કોઈ વાર આવે છે એમ કલ્પી ભેડો હાથમાં તલવાર લઇ બહાર આવ્યો. ને સામે જ ઉભેલા મનુષ્યના કપાળ ઉપર તેજના અંબારશી રેખાઓ ફૂટેલી એણે જોઈ. કોઈક મનુષ્યને જોતાં જ એના 'પ્રભાવમાં અંજાઈ જવાય, એને નમવાનું મન થાય, એવો એ તેજસ્વી પુરૂષ ધમ્મરવાળો હતો. પોતાની તલવારને મ્યાનમાં નાખી કેડે લટકતી કરી ભેડાએ રામરામ કર્યા ને વાળો પણ સામા રામરામ કરી નેસમાં આવ્યો.

વાળાએ જોયું કે આ કોઇ દુશ્મન નથી, કે નથી કોઈ લુંટારા ભેડાએ પોતાની કથની કહીને છેવટે કહી નાખ્યું, "બાપુ! વખાના માર્યા આવ્યા છીએ તમારે આ..........."

વાળાએ એના મ્હોં ઉપર પોતાનો હાથ દાબી દીધો. ને કહ્યું, "બોલો માં, બોલો માં આ તમારૂં જ ગજ માનજો. વિધિની કોને ખબર છે? આજે તમે ને કાલે હું હોઉં........"

"પણ આવો કપરો વખત તો દુશ્મનનેય ન હજો."

ભેડે પોતાના બે હાથની હથેળીમાં મ્હોં છુપાવ્યું ને આંસુ લુછી નાખ્યાં.

ને પછી તો દીલના ઉભરા ઠલવાયા. આકર્ષણ વધ્યાં ને બન્ને મિત્રો બની ગયા. કસુંબા પાણી હંમેશાં ભેડાના નેસડે થાય. વાળો પોતાનો ડાયરે લઇ ત્યાં આવે ને જાણે જગજૂની ઓળખાણ હોય એમ બન્ને એક જ માતાના કોઠામાં આળોટેલ ભાંડરૂં રૂપ બની ગયા. લેણ દેણના સંબંધથી આવી મળેલાં માણસો પોતપોતાની ખાનદાનીના બળે દુશ્મનમાંય વીસ મેળવે છે. વાળાએ ભેડાના નેસમાં રહેનાર સર્વને માથેથી વણો, વેરો ને શિંગરોટ માફ કર્યાં.

વણો, વેરો ને શીંગરોટ, આવતડાં આવકાર દીયે;
લાડકવાયાં લોક, મીઠાંબોલાં માનવી.

કોઈક લોકોએ માન્યું કે ભેડાએ વાળાને કાંઇક કામણ ટુમણ કરી વશ કરી લીધો છે. પણ હૃદયનાં આકર્ષણ અને સ્નેહ મૈત્રિમાં પરિણમે ત્યારે માણસને જુદાઇ રહેતી જ નથી. એક કુટુંબ પેઠે કિલ્લોલતું ગોકળીયું ભેડાનો પરિવાર હતો. ભેડાએ સહુને અહીં સંતોષ પામતાં જોઇ સુખનાં સ્વપ્નાં માણ્યાં.

## પ્રકરણ બીજું

## ગર્વિતા

ખાનદાન કુટુંબની પુત્રી અને ઘેર રાજવળાનાં સુખ માણેલાં હોવાથી નાજુક નાગમતીને પરદેશ વસમો થઇ પડયો. દુષ્કાળની જીભે એને લાંબા લસરકે ચાટવા માંડી. એનું લોહી સુકાતું ચાલ્યું છતાંય લઘરવઘર થઈ ગયેલાં થીગડાં દઇ સમા કરેલાં વસ્ત્રો પાછળથી એનું સૌંદર્ય વાદળની કાળી છાંય પાછળથી ચમકતા ચંદ્ર પેઠે આછું આછું ઝબુકતું હતું. એના ચ્હેરાની નમણાઇ વાદળાંની કોર પેઠે આકર્ષક હતી. સારાએ નેસના જુવાનોનાં નયન એના તરફ વળતાં અને હૃદય એના પ્રત્યે આકર્ષાતાં. એની સાથે બે ઘડી બેસી અલક મલકના સમાચાર કહેવા અને સુખ દુઃખની વાતો કરવા દરેક જુવાનને મન થતું. વનવગડામાં પોતે કરેલ પરાક્રમ, એક જ ડાંગે નાર કે ચીત્તાને મારા નાખ્યાની વાતો, કે ભેંસના દુધનો સ્વાદ લેતાં બેળે બેળે

ખવાઇ જતા રોટલાની મીઠાશ એ વર્ણવતા અને નાગમતી એ બધું નીરાંતે બેઠી બેઠી સાંભળતી, ને જુવાનો મલકાઇ મલકાઇ પોતાની જાતને ધન્ય માનતા. પણ એ કોનું ભાગ્ય ઉઘાડશે–કોનું ઘર શોભાવશે–કોનું જીવન ઉજાળશે એ કોઈ સમજી શકતું નહિ. સહુ પોતપોતાની જાતને શ્રેષ્ટ અને ભાગ્યશાળી માની અંદરોઅંદર–મનમાં જલડી મરતા, પણ નાગમતી કોઇના પલ્લે બેસતી નહિ જાણે અદલ ઇન્સાફ આપવા ન્યાયદેવી બેઠી હોય એમ એ સહુને એક સરખો આવકાર આપતી ને એક સરખું મન બતાવતી. નાગમતીના હૃદયની ઉંડાઈ કોઇ માપી શકતું નહિ. એના હૃદયના ઉંડા અને અગાધ જળમાંથી તાગ લાવવા મથતા સહુ અધેથી જ થાકી જતા.

કેટલાક તો કહેતા કે એના હયામાં અમી જ નથી, અને કેટલાક માનતા કે એનામાં માતૃત્વ ઉભરાતું જ નથી. વંધ્યા સ્ત્રીના અંતરમાં લાલસા હોય છે, સ્નેહ નથી હોતો. બળીને ચાંદાં પડેલા કોઠામાંથી પ્રીતિની છોળો ન ઉડે કે એના હૈયામાંથી પ્રેમના ફૂવારા ન વરટે, એવી જડ માન્યતા કેટલાય નીરાશ થયેલા માલધારી યુવાનો સેવતા અને પેટના બળ્યા બોલતા પણ ખરા નાસીપાસ થયેલ ઉમેદવાર હંમેશાં સામા પાત્રને વગોવતાં પાછું વાળી નથી જોતા. સત્યાસત્યનો નિર્ણય એ પોતપોતાના ત્રાજવે જ કરે છે. ખોટાં તોલાં ખોટું જ માપ લાવે, એમ નાગમતીના સંબંધે બંધાતી અટકળ સહુની નિરનિરાળી રહેતી.

છતાંય કેટલાયે યુવાનો હજુ, ઊટનો લબડતો હોઠ પડે તો ખાવાની આશાયે ઊટની પાછળ પાછળ ભમતા શીયાળ

પૈઠે નાગમતીની પાછળ પાછળ ભમતા; પણ નાગમતી કોઇનેયે દાદ આપતી નહિ. પોતાનું ગુમાન એને અક્કડ રાખતું અને એ અક્કડાઈ અકોણી દ્વારપાળ બની એના હૈયામાં કોઇનેયે સ્થાન પામવા ન્હોતી દેતી.

યુવાનો નાગમતીની નાની મોટી સેવા પણ કરવામાં રાચતા. એ પાણી ભરવા કુવે જાય ત્યારે એને પાણી સીંચી દેવા કે વ્હેલા પરોઢમાં વલોણા વખતે નાગમતીની સામા ઉભા રહી વલોણાનાં નેતરાં ખેંચવા આવવામાં હરીફાઈ થતી. સેવાથી તેને રીઝવવા મથતા યુવાનો ન્હોતા સમજતા કે આવી સેવા ગુલામોને રીઝવે.

હૃદય જીતવા માટે તો હૃદયનાં લોહચુંબક જોઈએ. પ્રેમ એ કાંઈ સેવા કે બદલાથી મળતી બજારૂ વસ્તુ નથી. અન્યોન્યનાં આકર્ષણમાં દૈવી બળ હોય છે, ને દેવસાક્ષીએ અંતરનાં અમી ઉછળે છે. જેમ ચંદ્રને જોતાં સાગર ગાંડોતૂર બની એને ભેટવા ઉંચે ઉંચે ઉછાળા મારવા માંડે છે એમ આકર્ષાયેલું હૃદય ઝંઝાવાતે ચઢે ને ગમે તેવા વિકટ માર્ગોમાંથી પણ પોતાનો રસ્તો શોધી લે છે. પણ માલધારી યુવકોને આવી ગમ ક્યાંથી હોય? શૌર્ય અને સેવાથી રીઝવવા નાગમતીને મથતા આ ઉમેદવારો અંતે નિષ્ફળ નીવડતા. લેડા કુટુંબ એમ માનતું કે આપણા નેસના યુવાનો નાગમતીની દયા ખાઈ મદદ કરવા આવે છે, એટલે એ સેવા પાછળ રહેલા મોહની ગંધ પણ તેનાં માબાપને આવતી નહિ.

* * *

ખીલે ખાંપેલાં તરસ્યાં થયેલાં નાનાં વાછરૂની બેં....બાટે નાગમતીના હૈયા ઉપર ટકોરા કર્યો. એ સફાળી ઉઠી. પાણીયારેથી હેલ ઉપાડી ને ખરે બપોરે ખદખદતી ધૂળના રફફામાં પગલાં પાડતી એ વાવ તરફ ચાલી.

"હં..હં..હં....તારા પગ બળી જશે. લાવ, હું હમણાં ધમાકામાં ભરી આવું." કહી ઓસરીની કોરે બેઠેલા એક યુવાન આડો ફર્યો પણ વાત્સલ્યથી ઉભરાતા હૈયે ઉઠેલી નાગમતી બાજુએ તરીને ચાલી ગઇ.એની સેવા એણે તરછોડી. એની આંખમાં યુવાન પ્રત્યેનો તીરસ્કાર દેખાઈ આવતો હતો, છતાંય પતંગીયા જેવો એ યુવક, આશાવાદી કુતરૂં જેમ પૂછડું પટાવતું પાછળ પાછળ ભમે એમ, એની પછવાડે એને રીઝવવા લટુડાં પટુડાં કરતો ચાલવા લાગ્યો નાગમતી મૂંગી મૂંગી આગળ ને આગળ ચાલી રહી. એની તરફ નજર પણ ફેંકતી નહિ.

વાવના કોઠે પાવઠા ઉપર પગ દઈ એણે ઘડાથી પાણી એંચ્યું યુવાન એના અંગલાલિત્યને હીચકતું જોઇ રહ્યો હતો. સામે જ ઉભેલી પાણી ભરતી એક આયરાણી એના સામે જોતી ઘડીમાં મરક મરક હસતી તો ઘડીમાં બન્ને સામે જોઇ તાકી રહેતી.

નાગમતીએ હાંડો માથે લીધો એટલે ઘડો ચઢાવવા પેલો યુવાન આગળ આવ્યો. નાગમતીએ વગર આનાકાનીએ એને ઘડો ચઢાવવા દીધો સામે ઉભેલી પનીહારીથી સહસા બોલાઈ ગયું, "એના પાણી ભરવાના કોડ જાગ્યા છે કે શું? યુવાન! તારાય ભાગ્ય ઉઘડતાં...."

નાગમતીના ચ્હેરા ઉપર રતાશનાં પડ આવી ગયાં. આંખોમાંથી લાવા દ્રવવા લાગ્યો. એના શરીરના અંગેઅંગમાં કંપ વછૂટ્યો. આ દશ્ય જોતાં પનીહારી સમસમી ઉઠી ને પસ્તાણી. યુવાનના હૃદયમાં ધ્રાસકો પડ્યો ને છોભલો પડી ગયો.

માથેથી ઘડો સર્યો ને પગના પોંચા ઉપર પડ્યો. નાગમતીની ટચલી આંગળી છૂંદાઇ ને મુખ ઉપર ધસી આવેલું લોહી માર્ગ શોધતું નસવાટે બહાર આવ્યું. એનાથી એક ચીસ પડાઇ ગઇ. યુવાન દોડ્યો. પનીહારીએ પોતાના ઘડામાંથી એ છુંદાયલી આંગળી ઉપર પાણી રેડવા માંડયું. કળ વળી ને હૈયામાં શાન્તી થતાં નાગમતીએ સ્હેજ મ્હોં મલકાવતાં લોહીવાળા પગે સખીને એક ધીમી પાટુ મારી અને મદઘેલાં નયનો ફેરવતાં કહ્યું, "આવું આવું બોલીને તું મને સતાવ માં. જોતી નથી કે એવી વાતો સાંભળી મારૂં કાળજું ફફડી ઉઠે છે? જેના માટે આ હૈયામાં જ્યાં સુધી ક્ષુધા ન જાગે ત્યાં સુધી એને પચાવવાની તાકાત હું કયાંથી લાવું? આવી વાતોનું અજીર્ણ ઘણી વખત મ્હોતના દૂતની ગરજ સારે છે."

"આ કાંઇ ખોટો નથી. જો તારૂં...." અધુરૂં વાકય કહી એ આડું જોઇ ગઈ ને નાગમતી હેલ માથે લઈ મ્હોં મચકોડતી મુંગી મુંગી પણ મદઝરતી હાથણીની ચાલે ચાલતી થઇ. યુવાન ઓશીયાળું મ્હોં લઇ નીરાશ વદને વાવને મતવાલે ઉભો ઉભો જોઈ રહ્યો. એની આકાંક્ષી દૃષ્ટિએ પુષ્પ શી કોમળ છતાંય વજ્ર જેવી નક્કર દેહવાળી નાગમતીની પીઠ પાછળ તાકી રહી. આઘાતનું ખેદાઈ જતાં એના હૈયામાં

ઉગતી ભૂખ અચાનક ધબેડાઈ ગઈ. દાઝળી જતા ખોટાવરા જેવો એનો આત્મા અંતરમાં ચીમળાઈ જવા લાગ્યા.

નાગમતીએ વાછરડાંને પાણી પાયું. ઘરમાં ગઈ ને આખોએ પ્રસંગ આંખ આગળ તરવર્યો. 'આ બધા મારી પાછળ કેમ પડયા છે?' એ પ્રશ્ન એને ગુંગળાવવા લાગ્યો. એને ગળે ડૂમો ભરાયો ને એનાથી ધ્રુસકું મુકાઈ ગયું. નજીકની એની સખીએ એનાં ડુસકાં સાંભળ્યાં. એ દોડતી ઘરમાં આવી.

સખીએ એની પીઠ ઉપર હાથ ફેરવ્યો ને શાન્તવન આપી શાન્ત પાડી. પાણી પાઇ મીઠાશના બે શબ્દોએ એના હૃદયને બહેલાવ્યું. "ગાંડી, આવાં રોણાં શાં?"

"ત્યારે કેમ બધા મને પજવે છે!"

"તું બધાના જીવન ઉપર હથોડાનો ઘા કરતાં પાછું વાળી જેતી નથી ને કોઇ સ્હેજ હસે એમાંય આમ આંસુ સારવા માંડે. તારીએ લુચ્ચાઇની હદ રહી નથી."

ધડ દઇને ગાલ ઉપર ધીમી લપડાક ચોડી દેતી નાગમતી બેઠી થઈ ગઇ, ને વિફરેલી વાઘણ સમી એ ગર્જી ઉઠી, "તુંએ બાળ. મારૂં હવે રહ્યું છે ય કોણ?" એનાથી ખરેખરૂં રડી પડાયું.

"તારૂં કોણ? તારૂં....થવા તો ઘણાય તલસે છે ને પણ છે."

"એમાં મારે શું?" નાકનું ટેરવું ઉંચું ચડાવતી નાગમતી નાગણના જેવા ફુંફાડા મારતી આડું જોઈ ગઈ.

"હવે કાંઈ તું નાની નથી. વિચાર કરે તો સારૂં."

" નાની મોટી ઉમ્મર એ કંઇ હૈયાની ભુખ માટેની ગણતરી છે ? " કહી એણે પોતાના આખાયે અંગને નખ શીખ જોઇ લીધો. થોડા દિવસમાં વિકસેલા એનાં અંગોમાં એને અજબ ફેરફાર લાગ્યો. એ ચમકી ને વેધક દષ્ટિથી સખી સામે જોઈ રહી. જાણે એની આતુર આંખો કાનને વધુ સંભળાવવાનો આદેશ આપતી હોય એવાં કીકીનાં છુપાં હાસ્યકીરણો ફૂટયાં.

નાગમતીને ધીરતી જોઇ એણે આગળ વાત જારી રાખી: " આ આખાયે નેસના યુવાનો તારી પાછળ ગાંડા બન્યા છે. એમાં કોઈ તને નથી ગમતો ? "

" એવો તે કોણ ખરો મરદ છે? ને નમણાઇ કોઇના મ્હોં ઉપર તેં ભાળી ? આખોયે દિ ઢોર ભેગો આથડનાર વધારે બુદ્ધિશાળી હોય એમ હું તો નથી માનતી. "

" છે, છે. તને શી ખબર પડે ? " કહી એ નીચું જોઈ ગઇ.

" લુચ્ચી ! " કહેતી નાગમતીએ એના બે ગાલ એવા ખેંચ્યા કે ઉભરાઈ જતી લાલીવાળા ગાલમાંથી હમણાંજ લોહીના ટશીયા ફૂટી નીકળશે એમ લાલચકામું બાઝી ગયું.

" ધણીને ઢાંકણીમાં સૂઝે એવું પાડોશીને આરસી-માંએ ન સૂઝે. " કહી નાગમતી હસી પડી.

" તારા અંતરની વાત તો હું શું જાણું ? પણ 'હરીફરીને હાંડલે હાથ' એમ આયર વિના બીજો તને કોણ મળવાનો છે ? ને આયર તો ઢોર સાથે આથડનાર જ

હોયને! આવાં આછકલાં વેણ કાઢતાં કાંઈક વિચાર તો ખરી. 'નાત ત્યાં ગત' એ કેમ ભૂલી ગઈ?"

વાડાનાં બંધન અને પ્રેમનાં બંધન એ એક નથી. એક બીજાના હરીફ છે, પણ બીજું પહેલા કરતાં વધુ જોરાવર છે. છતાંય એની ઉણપે પહેલું જોર કરી પેલા બંધનમાં જકડાયેલાં પંખીઓને રીબાવી રીબાવીને મારી નાખે છે. નાગમતી વાડાના બંધનને ગણકારતી નહિ. પ્રેમનાં બંધન એને જકડી શકયાં ન હતાં. તે હજુ તો સમાજ અને સંસારથી કેવળ અજ્ઞાત હતી. સ્ત્રીજન્ય બાળસ્વભાવ અનુસાર એ તરંગી માત્ર હતી અને એ તરંગો ઉપર જ ઝુલતી. એનું જીવનનાવ કુશળ સુકાનીની શોધમાં ભટકતું. એને સામેપાર લઇ જાય એવો કુશળ નાવિક એની દૃષ્ટિમાં ઉતરતો નહિ.

માબાપની એ એકની એક લાડકવાઈ અને મોઢે ચડાવેલી પુત્રી હતી. ભેડો સરદાર હોવાથી એ હુકમ કરવા ટેવાયલી હતી. સેવા લેવાની એને લત લાગી હતી. એનામાં ગર્વ અને સત્તા ભર્યાં હતાં. સરદારની ગુમાની છોકરી કોઈને લેખામાં ગણતી નહિ—ગણકારતી નહિ એનાં માબાપ દીકરીની આ ભાવનાથી સમસમી ઉઠતાં, મનમાં ને મનમાં હુલાતાં, પણ પુત્રીને કાંઈ કહેતાં એમની જીભ ઉપડતી નહિ. નિરંકુશ લાડકોડે એને સ્વતંત્ર બનાવી હતી. અને માતપિતાનું હુંફાળું વાત્સલ્ય અને વાંઢીયારી કાફલાની ભલી લાગણીઓ એને અક્કડ રાખતી અને એ નમતું મૂકી શકતી નહિ.

કુળનો ગર્વ, રૂપનો મદ અને યૌવનનો કેફ મિશ્રિત નાગમતીનો સારોયે દેહ હીલોળે ચઢતો. સોળે કળાયે ખીલેલા ચંદ્રની જ્યોત્સ્ના-અમી વર્ષણ કરતી હોય અને એમાં સ્નાન કરતી સુંદરીઓના વૃંદમાં નાગમતી રાસડા ગવરાવતી કે હીંચ લેતી હોય ત્યારે આખોયે નેસ મંત્રમુગ્ધ બની નાગમતી સામે જ જોઇ રહેતો.

લગ્નનું નામ કોઇ એની પાસે ઉચ્ચારી શકતું નહિ. અનેક યુવાનોનાં મ્હોં એણે તોડી લીધાં હતાં. એની પ્રતિભા જ એવી ચમકવાળી હતી કે લોકો તેનાથી અંજાઈ જતાં, દબાઈ જતાં, ને જાણે મ્હોં સીવાઈ જાય એમ જડ બની જઈ વિશેષ કાંઇ બોલી શકતાં નહિ એની સખી એને હંમેશાં ચીઢવતી, ખીલવતી અને વાત કઢાવી, હૃદયનાં ઉંડાણ માપવા પ્રયત્ન કરતી.

નાગમતી હઠીલી બનતી ગઇ. કૌમારની પછીતે એ ઉભી હતી, સામે જ યૌવનનું દ્વાર ખુલ્લું હતું. એક પગ ઉંબર ઉપર મૂકી એ દ્વાર એણે ઝાલ્યું. પણ એને દોરીને કે એંચીને અંદર લઈ જનાર કોઈ એને આકર્ષી શકતો નહિ. મળતા તે ગમતા નહિ. એના હૈયાને ધરપત આપે, જેને જોતાંજ એનું દીલ હરે, આત્મા સંતોષાય અને બહેકે એવો કોઈ પણ યુવાન એને દેખાતો જ નહોતો.

કેટલાય યુવાનોએ નાસીપાસ થઈ આ રૂપયૌવન ગર્વિતા નાગમતીની તૃષ્ણા પણ મૂકી દીધી હતી. સહુએ માનેલું કે "એ સ્ત્રી નથી પણ આખાયે નેસનો સંહાર કરાવનાર કોઈ જોગમાયા છે. ઈશ્વરી સંકેતે પૃથ્વી ઉપર આવી છે, તેમ ન હોય તો આવાં રૂપ ને આવો ગર્વ ન હોય."

## પ્રકરણ ત્રીજું

### " મળી દૃષ્ટોદૃષ્ટ "

લોકોની પહોંચી રાડ, ધમ્મરવાળો ધ્રૂજીઓ;
બમણો કરે બગાડ, કુચ્છીઓ કનડે સો ગણા,

**આ**ખાયે ગામમાં એક જ વાત થતી કે .' કાનસુવા લોડ આપણા ધમ્મરવાળાને જાદુ કર્યા છે. એના કામણને લીધે એ આંધળાભીંત બન્યા છે આપણા ઉભા ને ઉભા મોલ ચારી જાય, ને સામા થઇએ તો મારી જાય. તોય બોલાય નહિ કે રાવ–ફરીઆદ પણ થાય નહિ. દરબાર આખો દિવસ ત્યાં પડ્યા પાથર્યા રહે. રાવ પણ ક્યાં ને કોને કરવી ? '

આખાયે ગામના રાંક ખેડુતો આમ કાળો કકળાટ કરતા. એ કકળાટ અને અંતઃકરણની ધા શેરીયે શેરીયે સંભળાવા

લાગ્યા વાતાવરણના આંદોલનોએ અસર કરી લોકોએ સ્વ-રક્ષણ માટે પગરણ આદર્યાં

કાયર મનુષ્યો પણ ધીરજની હદ આવતા મરણીયા બને છે, ત્યારે એ આવતા ભયને ભૂલે છે અને ગમે તેવા વિકટ તેમજ કપરા સંજોગોને વિસરી જઈ પ્રાણઘાતક સાહસ કરવા ઝંપલાવે છે

ખેડુતોએ સીમના ટોયાપણા (રખેવાળી) શરૂ કર્યા. રાનવાસો ખેતરમા રહી પાકથી લચી પડતા મોલ ઉપર પહેરો ભરવા માંડયા

ચંદ્ર લજાતો ચાલ્યો ને ઘડી બે ઘડીમા એ આકાશના ઢોળાવમા દડી પડી ક્ષિતિજમા ઉંડી ડુબકી મારી ગયો. અંધારાના પડ પૃથ્વીપર ઉતર્યા ને કાળુ ડીબાંગ જેવુ નભ-મંડળ ડાઝ્રણજેવુ વિકરાળ અને બીહામણુ થઈ ગયું એમા તગ-તગતા તારલીયા કોઈ હજાર મોઢાવાળી ચુડેલની આંખો જેવા તગતગતા હતા સર્વત્ર જળજંપી ગયું હતુ

રખેવાળી કરતા ખેડૂતે કાંઈ મચાળ સાભળ્યો પડખામા પડેલી ડાંગ ઉંચકી એ સફાળો બેઠો થઇ ગયો. એની આંખો અંધારાના પડ વીંધી એ અવાજ તરફ જોઈ રહી એણે ડાંગને પાણે મૂકી હડી કાઢી ને વાડના છીંડે આવ્યો લીલા છમ જેવાં માથાઢક ચાસટીયા વચ્ચે ઢોરોનું ધણ છુટું પડેલુ જોઈને બેશાલુ જોતા જ એની આંખ ફાટી ચામટીયો ખાતા ઢોરના અવાજે એના લોહીને બહાર ખેંચી આણ્યુ પેતાના અંગના લોહી નીતારીને ઉગાડેલો ચામટીઓ આમ પનાયા ઢોરને ખાઈ જતા જોઇ એના અંગે અંગે જ્વાળાઓ ભીખી ઉઠી.

ક્રોધ રોમ રોમ વ્યાપી ગયો. એના વજ્ર જેવા હાથમાં એણે લાકડી ઉંચકી ને એ ધણને કાઢી મેલવા દાંત કચકચાવી એણે હડી કાઢી. એનાથી ગુસ્સામાં સાદ ફાટી જાય એવી રાડ નખાઈ ગઈ.

ઢોરને ખેતરમાં છૂટાં મૂકી એક બાજુએ બેઠેલા આયરોએ ધસ્યા આવતા કાળજેવા ખેડુતને જોયો. એટલે એમણે પણ પોતપોતાના ગેડીયા ઉપાડી ગોકીરો કર્યો. ને પહર ચારવા આણેલાં ઢોર આયર ફરતાં વીંટળાઇ વળ્યાં. ક્રોધમાં આંધળા જેવો બનેલો ખેડુ ચોમેર લાકડી વીંઝતો હતો પણ એકે આયર ઝપાટે ચડયો નહિ. પછવાડેથી એક બળુકા કચ્છીએ હડી કાઢી ને તેને બથ ભરી લીધી. લોહશૃંખલા જેવી ભુજાઓમાં જકડાઇ ગયેલા ખેડુતના હાથમાંથી એણે લાકડી ખૂંચવી લીધી, કાંડું મરડી નાખ્યું, ને ઓય કરતો એ બેસી ગયો. તરતનો જ કાપેલો બાવળનો તાજો સોટો ઉંચો કરી ઝીંકયો ને ખેડુતની ખાદીની મજબુત બંડી સોંસરવો લીલોછમ જેવો સોળ ઉઠી આવ્યો. ખેડુતથી ચીસ નંખાઈ ગઇ ને બેભાન જેવો થઈ એ ઢળી પડયો. કચ્છીઓ પોતાનાં ઢોરને વાળી નાસી ગયા.

કળ વળી એટલે ખેડુત ઉઠયો. હળવે હળવે ગામમાં ગયો. ગામમાં જઈ પટેલને ફરીયાદ કરી ને બનેલી બધી વાત જણાવી.

પટેલે ગામના ખેડુતોને ભેગા કર્યા ને આખુયે ગામ બાપુ પાસે રાવે ઉપડ્યું. દરેકની પાઘડીમાં ખડનાં તરણાં હતાં.

× × ×

" બાપુ ! આ નેહવાળાઓએ તો હવે ધમરોળ આદર્યો છે." બે હાથ જોડી ખેડુતોએ અરજ ગુજારી.

પાસેજ બેઠેલા કારભારીએ ઉંચું જોયું. " બાપુ ! ખરૂં છે. આ રાંકડી રૈયતને માથે દુ:ખનાં ઝાડ ઉગ્યાં લાગે છે."

ખેડુતોની પાઘડીઓ ઉપર ખડનાં તરણાં જોઈ બાપુની આંખમાં કરકર આવી. એમના ચ્હેરા ઉપર ચીંતા છવાઇ રહી.

" બાપુ ! કાલે મારા ખેતરમાં એ આયરોએ ધણ મૂકયું હતું ને બધોય મોલ ચારી ગયા. કહેવા ગયો ત્યાં તો લાકડીઓ લઈ મારવા દોડયા. મારે તો ભાગતાં ભોં ભારે થઈ પડી."

બાપુને ચૂપ બેઠેલા જોઈ બીજાએ બળતામાં ઘી ઉમેર્યું: "તારે હાથ ન્હોતા ?" પાસે બેઠેલા એકે ઉશ્કેરાઈ જઈ ગુસ્સામાં હાથ પછાડયા.

" બાપુ ! એકનું ઓસડ બે. ઓછામાં પુરૂં રાજનાં માનીતા આયર, એને માથે હાથ કેમ ઉગામાય ? એમની સામાં થઈ રાજ્યનો ખોફ વહોરી લઈએ તો ગામ મૂકવા વેળ આવે. એવું થાય તો પછી જવું કયાં ? બાપ છોરૂનો નાતો બીજે કયાં છે ? " કહી એણે બાપુને પાણી ચઢાવ્યું.

બાપુના હૈયામાં ઝંઝાવાત ઉપડયો. પેલા ખેડુતે બંડી કાઢી માર બતાવતાં કહ્યું, " બાપુ ! જોયાને આ સોળ !" કહેતાં એણે પીઠ બાપુ સામે ધરી.

સહુના મોઢામાંથી અરેરાટી નીકળી ગઇ. ધમ્મરવાળો ધખી ઉઠયો. તલવાર ઉપર હાથ મૂકયો ને લોહી ઝરતી આંખો વડે ડારતો એનો સીનો ભયંકર બની ગયો. એના

હૈયામાંથી વેર વેર પોકારતો લાવા ઉભરાઇ આવ્યો " મારી પ્રજાને ......? મારી પ્રજાને આમ રંજાડનારનું શીર સલામત નહોય " કહી એ ઉભો થઇ ગયો

નાગવાળો પાસે જ બેઠો હતો એ જેટલો ગભીર હતો એટલો જ ગરવો ને શીળો હતો ખાનદાનીના પૂતળા જેવો એ આડો ફર્યો " હે ...હે.. બાપુ! એ તો આપણા મહેમાન–આપણા આશ્રીત "

' આશ્રીત ' શબ્દ સાભળતા જ વાળાનો પગ પાછો પડયો હાથ ઠરી ગયો ઉભરામા ઠડુ પાણી રેડતાં જેમ ટાટલો બેસી જાય એમ એ દીલમા ડસડસી રહ્યો ને નીચે બેસી ગયો

" વાડ ચીભડાને ગળે ? બાપુ ! ચાર ખડ ધરતીમાં મ્હો બતાવવા વેળા નહિ રહે " એણે બાપુને ધીરજ આપી " બાપુ ! હું હમણા જ જાઉં છુ એમને સમજાવીશ. ન માને તો જાકારો દેશું, પણ આશ્રિત ઉપર હાથ નાખતા તો સૂરજદેવ રીસાઈ જાય "

નાગવાળાએ માન્યું કે બાપુ જશે ને ત્યા બોલાચાલી થતા અગ્ન ચઢશે તો બાખડી પડશે, માટે હું જ પતાવી દઇશ. એમ માની એણે બાપુને શાન્ત કર્યા અને પોતે તરત ઘોડે ચઢીને આયરોના નેસ તરફ ચાલી નીકળ્યો

સાજના નમતા પહોરે આયરો પોતપોતાના નેસ તરફ વળી નીકળ્યા ને આગળ પાછળ બરાડતા ઢોરની વચ્ચે દુહાઓની રમઝટ બોલાવતા જુવાનો વચ્ચે નાગમતીની વાતો ચલી આખાયે માર્ગ ઉપર ગોરજની આધી ચઢી હતી

ભાણુ ડૂબવાની તૈયારી હતી ત્યાં તો દૂરથી ઘોડા ઉપર એક સ્વાર આવતો દેખાયો. પોતાની પાણીદાર માણકી ઘોડીને રાંગમાં રમાડતો નાગવાળો નેસ તરફ ધસ્યે આવતો હતો. એના સુંદર અને ઘાટીલા દેહસ્વરૂપને જોઇ અનેક સુંદરીઓ એના તરફ મીટ માંડી રહેતી. નાગવાળાને મન પરસ્રી મા-બ્હેન સમાન હતી; પણ સ્રીઓ એના દેહસ્વરૂપને જોતાં ઘેલી બનતી. જ્યાં જ્યાં સ્રીવૃંદો મળે ત્યાં ત્યાં નાગવાળાની વાત ચાલતી.

આયરાણીઓએ નેસનાં ઢોર દોવા માંડયાં. દૂધની શેડોનો અવાજ બોઘરણાં ગજવવા લાગ્યો. ખૂબ બરાડા વચ્ચે ગાંડો બનેલો આખોયે નેસ પોતપોતાનાં ઝુંપડામાં કીલ્લોલે ચઢયો હતો. ત્યાં નેસને ઝાંપે આવી નાગવાળાએ છલાંગમારી પેગડામાંથી પગ જમીન ઉપર મૂકયો ને નરપુંગવ સમો એ નરોત્તમ, હરીઆળી ભૂમિ ઉપર માલધારીઓના આગમન અને પડાવથી ગોકુળીયા પેઠે ગાજતી અને ગુંજતી વસુંધરાને ખોળે ધીમે ધીમે ડગ ભરતો નેસમાં પેઠો. માલધારીઓએ એને જોયો. કેટલાકે ઓળખ્યો ને હર્ષની કીકીયારી કરી: "બાપુ નાગવાળા પધાર્યા."

સહુના કાન ચમકયા. પોત પોતાનાં કામ પડતાં મૂકી સહુ હડી કાઢી સામા આવ્યા ને ભેડાએ નાગવાળાને બથમાં ઘાલી પુત્ર જેટલું હેત બતાવી એને છાતીસરસો ચાંપ્યો.

ખબર અંતર પૂછતાં ભેડાએ નાગવાળા સામે જોયું તો એના ચહેરા ઉપર હર્ષને બદલે ઉડીઉડી ગમી દેખાઇ. ભેડાના હૃદયમાં ભયની ઉંડી ખીણુમાં કાંઇક સળવળતું

લાગ્યું. એણે નેત્રો લંબાવી વાળાના હૃદયના ભાવો વાંચવા પ્રયત્ન કર્યો. પણ કાંઈ સમજાયું નહિ. વલોવાઈ જતાં હૈયે એણે પૂછ્યું: "વાળા ! આજ તો અમારાં ધન્યભાગ્ય કે અમારો નેસ પવિત્ર થયો. પણ આજે તમારા મ્હેરા ઉપર આટલી બધી ચિંતા કેમ દેખાય છે?"

વાળો નીચું જોઇ ગયો. સ્નેહભર્યા સત્કારથી એનું હૈયું રૂંધાઈ ગયું. શરમની મારી જીભ સીવાઈ ગઇ. મહા મહેનતે એણે ખોંખારી દબાતાં દબાતાં નીચું જોઇ જવાબ આપ્યો,

" ઠપકો ને વળી ઠેસ, દેતાં દલ દુખાય છે;
આવી અમારે દેશ, કાનસૂવાનો કકળાટ કાં?"

"શું છે?" કહેતાં ભેડા તાકી કહ્યો.

"તમારા જુવાનો અમારા ખેડુતોને રંજાડે છે, મારે છે ને મોલ ભેળી નાખે છે. અછો બહુ કરે છે."

"ન હોય." કહી ભેડે ચોમેર જીવતી વાડ પેઠે વીંટળાઈ વળેલા યુવાનો સામે જોયું.

શરમના માર્યા યુવાનો નીચું જોઇ ગયા. ભેંડાના હૈયામાં ઉંડો વસવસો થયો. માણસોએ નાક કપાવ્યું એમ એને લાગ્યું. પણ એ ગમ ખાઈ ગયો. સ્વસ્થ થયો ને વખત ઓળખી બોલ્યો. "કુમાર! હું હમણાં જ તપાસ કરૂં છું. હવે ફરી રાડ નહિ આવે. આવે તો આપની તલવાર ને મારૂં માથું." ભેડાએ માથું આગળ ધર્યું. જાણે નાગવાળો ઝટકો કરવા તૈયાર જ ઉભો ન હોય!

નાગવાળો શરમાઈ ગયો. એણે ભેડાના બન્ને હાથ ઝાલી લીધા. આંખમાંથી શરમના શેરડા ઉભરાઈ ચાલ્યા.

નીચું જોઇને વાળાએ કહ્યું: "માફ કરજો. પણ બાપુનો સંદેશો પહોંચાડ્યા વિના કેમ ચાલે?"

'કાંઈ નહિ, કાંઇ નહિ.' કહેતાં લેડે વાત રોળી ટોળી નાખી. એટલામાં દૂધનાં બોઘરણાં આવ્યાં. નેસમાં વાત પહોંચતાં આખોયે સુંદરી સમાજ નાગવાળાનાં રૂપનાં વખાણ સાંભળી, જોવા આતુર થયેલો હોઈ આંગણે આવેલા મહેમાનના દર્શન માટે અધીરો બની ઉમટ્યો. સામે કતાર જામેલી તે બધાંની વચ્ચે તરી નીકળતી નાગમતો કોઇ ઘાટીલી ને નમણી અપ્સરા જેવી ખીલી રહી હતી.

વાદળમાં જ્યું વિજળી, આકાશે પૂનમચંદ;
પરીઓ માંહી રંભ, નાગમતી એવી નેહમાં.

વાળો લેડાનાં આતિથ્ય સ્વીકારી નેસ બહાર નીકળ્યો. આકાંક્ષી નયનો ખેંચાયાં. એકતાર બની ગયેલાં નેત્રખેંચાણે પડખેની વસ્તુનું પણ ભાન કે ધ્યાન રાખ્યું નહિ.

આરસની કંડારેલ પુતળી જેવી ઘાટીલી ને નમણી નાગમતીના હૃદયમાં કોઈ અપાર્થિવ વસ્તુ ઉછળવા લાગી. જગજુની ઓળખાણ હોય એમ નાગને જોતાં એનું હૈયું પ્રફુલ્લિત બની ગયું. કંપારી આવી ગઇ પણ કોઈ જુએ તે પહેલાં એણે સ્વસ્થતા મેળવી લીધી. હૈયાના તાર ઝણઝણી ઉઠ્યા, ને ખેંચાઇ રહ્યા. હૈયું ચોરાઇ ગયું. અંતર ઉઘડી ગયું. ઘડી પહેલાંની સમૃદ્ધ અને ગૌરવભરી યુવતી લુંટાઈ ને પરાધીન બની ગઈ. લુંટારા પાસે લુંટાયેલાં કરગરે એમ એનું હૈયું તલસતું વાળાની પાછળ પરવર્યું. લુંટારો નાગમતીના હૃદયને લુંટીને ચાલતો થઇ ગયો.

ઘોડે રાંગ વાળતા વાળાએ એક જ નેત્રસંધાન કર્યું ને એ નેસ બહાર નીકળી ચાલતો થયો. નાગમતીથી એક નીસાસો નખાઇ ગયો. પણ વાળાને નિહાળવામાં તલ્લીન બનેલી સ્ત્રીઓએ એ સાંભળ્યો નહિ. ને એ નીસાસાનો ઝીણો રણકાર પવનને પાંખે ચઢી દિગદિગંતમાં ફેલાઇ ગયો.

નાગમતી પોતાને ઝુંપડે આવી પણ ચેન પડ્યું નહિ. વાળાની દૃષ્ટિએ વિષ પાયાં ને હૃદય ચગડોળે ચઢ્યું. એના દીલના દરીયામાં અનેક ભાવભર્યાં મોજાંઓ ઉછળતાં, પછડાતાં ને વિખેરાઇ જતાં. ઝંઝાવાતે ચઢેલો તેનો હૃદય-સાગર માઝા મૂકવાની તૈયારીમાં હતો.

એનાં રૂંવેરૂંવે એક જ સૂર નીકળતોઃ "નાગ....નાગ... નાગ...." એના હૃદયનાં ઉંડાણમાંથી ઉપડતા પડછંદા પડઘા પાડતા.

અકળાયેલી, વ્યાકુળ બનેલી નાગમતી દેહભાન ભૂલી કિલ્લોલતી અને ધીંગામસ્તી કરતી કન્યા એકદમ સ્થીર અં ગંભીર બની ગઇ. નેસના કામકાજમાં મશગુલ થયેલ માનવીઓને આની ગંધ પણ ન આવી.

નાગમતીનાં લોહી સુકાતાં ચાલ્યાં. ખીલતું પુષ્ પ્ભ્રમરોથી મધમધી રહે તે પહેલાં ચીમળાઇ જતું લાગ્ ભૂખ તરસ એણે વીસારી. એકાંત મળતાં એ ઘેલી જેવી ત્યાં ત્યાં સૂનકાર બેસી રહેવા લાગી. સખીઓ એને બહેલાવવા પ્રયત્ન કર્યા કરતી, પણ તે વ્યર્થ જતો.

"નાગ! તને જોઉં છું ને પેલાં સરોવરમાં ખીલતું કમળ મને યાદ આવે છે." સત્તરેક વર્ષની યુવાની

પ્રવેશતી અને સોળે કળાયે ખીલી રહેલા ચદ્ર જેવી એક આયર સુદરીએ આવી ધ્યાનસ્થ નાગમતીનું કાડુ ખેચ્યુ

વાડામા ઝુપડાં પાછળ બેઠેલી નાગમતી ઝબકી ઉઠી લજવાઈને એણે પોતાના કપડા સકોર્યા

"નાગ ! આટલી બધી ગભરાઇ કેમ ગઇ ?" સખીએ કુતુહળ મામતા પૂછ્યું

નાગમતી ભાનમા આવી સખીને જોતાજ એ ખડખડ હસી પડી પોતે છેતરાઈ ગઇ એ ભાન આવ્યુ ને વાત છુપાવવા ઉડાઉ જવાબ આપ્યો, "કાઇ નહિ "

બહેનપણી વધુ વાત કરે એ કડાકુટ એને ગમતી નહિ પોતાના હૃદયમા થતુ દુખ એને ડખ્યા કરતું કોઈની સાથે બોલવુય એને ગમતુ નહિ એણે વાત ફેરવવા બીજી તરફ બેનપણીનું ધ્યાન ખેચ્યુ "જોને પેલુ દેવળ કેવુ સુદર અને મજાનુ શોભે છે ! જાણે નાગને માથે મણી !"

"નાગ !... નાગ કોણ ?" સખીએ સ્હેજ ઝીણી આખ કરીં પૂછ્યુ, ને સામે જોઈ રહી

નાગમતી ગભરાઇ ગઇ અનાયાસે બોલાઇ ગયેલો શબ્દ એના રૂવે રૂવે લજ્જા ફેલાવી રહ્યો હૈયુ ચાડીયુ બન્યુ ને હૃદયના ઉંડાણમાથી બેફામ અવસ્થામા ચાલતા વિચારોનો ઓળો, દેખાઈ ગયો ડઘાઇ ગયેલી નાગમતી આકુળ-વ્યાકુળ બની ગઈ

નાગમતીના હૃદયમા ગભગમણ થતી હોવાથી એનાથી બોલી શકાતુ નહિ એને ચૂપ બેઠેલી જોઈ સખીના મનમા અનેક તરગો આવી ગયા અનેક વિચારોની પમ્પન ઉપડી !

અને હારોની હારોમાંથી આંખો પોતાની પ્રિય વસ્તુને ઝડપથી શોધી કાઢે એમ એણે એક વિચારમણકો ઉચકી લીધો. વસ્તુની આખી સંકળના એ પામી ગઇ ને સ્મિત હાસ્ય કરતી બોલી, "કોઇ ગમી ગયો લાગે છે !"

પવનની લ્હેરો આવતાં ફૂલ લળી લળીને ખીલે એમ નાગમતીનું ગંભીર મ્હોં ખીલી ઉઠયું. ગાલ ઉપર આનંદની લાલીની ટસરો ફૂટી, અને આંખમાં મસ્તીની રેખાઓ સ્પષ્ટ દેખાવા લાગી.

ઘણી વખત પોતાને પ્રિય વસ્તુનાં વખાણ સાંભળવા કાન અને અંતઃકરણ મથતાં હોય પણ સ્વાભાવિક લજ્જા એ વચ્ચે પડદો ધરીને ઉભી રહે છે, એને ધકેલવા મથામણ કરતું દીલ કૃત્રિમ રોષ ધરતું અંદરથી મલકાતું હોય ? નાગમતીને એ વાત લભાય એમાં એના આત્માને સંતે હતો છતાંય પોતે તદ્દન નિર્લેપ રહેવા મથતી હોય એ બતાવવાનો એનો ઇરાદો સ્પષ્ટ તરવરતો.

"એવો તે કોણ મળ્યો કે ભલભલાને નિરાશ કરનાર, પોતે આજ નીરાશ બની બેઠી છે ?"

"કોઈ નથી !" છણકો કરતી નાગમતી ઉઠી ને ઝુંપડા તરફ નાઠી. નાગવાળો યાદ આવ્યો ને રૂંવે રૂંવે વેદના શરૂ થઇ. હજારો વીંછીના ડંખની વેદના એને કોરી ખાવા લાગી એની સખી એની પાછળ પડી. નાગમતીના ઝુંપડામાંથી ડુસકાનો સ્પષ્ટ અવાજ સંભળાયો. સખી દોડીને અંદર ગઇ. એક ખુણામાં પછેડા વતી આંખો લુછતી એને ભાળી. અશ્રુમાળા તૂટી પડતાં વહેતા થયેલાં મોતી દડી હોઠ ઉપર

થાં ને નાકમાં સાચા મોતીની નથની પહેરી હોય એમ ઝુમખું બાઝયું. સખીને જોતાં જ નાગમતીથી ડુસકું મુકાઈ ગયું. સખી પાસે ગઈ. વિરહી પતિ પોતાની અંધારી ગલીએ ઢળી પડે એમ એણે પોતાની સખીને છાતી સરસી દબાવીને ચાંપી લીધી. પોતાના પાલવ વડે એની આંખો લુછતી એને શાન્ત કરવા લાગી.

નાગમતીનું ઉછળતું અને ધબકારા મારતું વક્ષસ્થળ—ચંદ્ર દેખી ઉદધિ ઉછળે એમ—ધડકતું હતું. પ્રણયનો ઝંઝાવાત ઉપડતાં જ ગંભીર બન્યો હતો

“ પણ છે શું ? આટલું બધું ? ”

અવાક નાગમતીએ નેત્રપલ્લવથી કહેવાની વાતો સખીને કહી નાખી ને એણે હૃદયનો ઉભરો ઠલવ્યો. સખ્યનો ઉંબરો ઓળંગી સખી એના અંતરના ઓરડામાં પહોંચી ગઈ.

---

# પ્રકરણ ચોથું

## આકાંક્ષા

"અરરર! મારા બાપ! આ તારી આંખો આટલી બધી ઢેલના પગ જેવી લાલઘૂમ કેમ થઈ ગઈ છે? દુ:ખવા તો આવી નથી ને!" સખીએ ગાલ ઉપર ધીમી લપડાક મારતાં પૂછ્યું.

"ના રે! આટલાં દુ:ખ શું ઓછાં છે કે વળી આંખોય દુ:ખવા આવે?"

બીચારી પ્રિયના વિરહે અખંડ રાત આંસુ સારતી. એ આંસુ એની કાળી પાંપણો ઉપર વેરાઇ જતાં. કાળ એ આંસુડાં ખંખેરી નાખે તે પહેલાં તો રજનીએ પોતાનાં આંસુડાં જાણે વીણવા માંડયાં હોય એમ એ પોતાના કર

લળાવી રહી હતી નાગમતીનું હૈયું ભરાઈ આવ્યું ડસ-ડસી રહેલા ખારા જળ ઉભરાઈ આવ્યા ડડી ડડીને એણે સ્જનીને ખોળે હૃદય ઠાલવ્યું હતુ તેની આંખો પારેવાની આંખ જેવી લાલચોળ બની ગઈ હતી વિરહવેદનાથી બળી જતી નાગમતીએ નિદ્રા ને નિરાત નેવે મેલ્યા હતા

"તો રાતોગતના ઉજાગરા ન્હોતા કરવા તને કોણે એવા ઉડા કુવામા ઉતારી હતી ?" મીઠી મશ્કરી કરતી સખીએ નાગને વધુ બાળવા માડી

ચીસાળવા માણસોને ચીડવવાનું બ્હાનું મળી જતા એ તક જતી કરવાની માણસાઈ વીરલાને જ હોય છે એ મજાક ની લૂટ તો ઘણાય કરી લે, પણ મજાક પાછળ રહેલી હૃદયની મીઠાશ ચખાડવાની કળા તો સ્ત્રીઓમાં અઘાટ હોય છે

છાતી ઉપર હાથ મુકતી નાગમતીની આંખો કમળની પેઠે ખીલી ઉઠી હર્ષની લાલી આવી જતા એનાથી બોલાઇ ગયું "કુવામા ઉતારનારો હવે તો દેખાતોય નથી એને જોવા તલસતી કીકીઓ પાપણોના પડદાને ધડકેલી દે છે, ને કાનમાં ઝીણું ઝીણું ગણગણી જતા હોય એમ હૃદયના ઉડાણમાં વાગતા ભણકારા મારી નિદ્રાને નસાડી મૂકે છે "

"તે આહીં બેઠે બેઠે તું આમ રડયા કરીશ એટલે એને ભાળવાની કા ? તારી તે એને શી પડી છે ?"

"સાચુ છે પડયું હોય એ ભોગવે બીજાને એની શી પીડા ? કહે, હુ કયા જાઉ ?" આમ કહેતી નાગમતી એને ગળે બાઝી પડી "બોલ, બોલ, કયા મળશે એ કુંચી-

વાળો ? મારા હૈયાનાં કપાટ એ ચાવી વિના ખોટવાયાં છે. એને ઉઘડાવવા માટે એને કયાં ઢુંઢવો ?" હોઠમાંથી સરી પડતા શબ્દોએ એને વિહ્વળ બનાવી મૂકી. એને ભાન પણ રહ્યું નહોતું કે એ શું લવતી હતી.

"શાકડામાં !" કહેતાં સખીઓ એને હળવેથી હડસેલી. ધડકતા કલેજે એ પડતી પડતી ભીંતને અઢેલી એની સામે તાકી રહી.

હસતી સખીએ એનું બાવડું ઝાલી ખોળામાં લીધી ને ધીમેથી કહ્યું: "પણ શાકડામાં હાથ નાખતાં જરા જોજે ! માહી બેઠેલો ફણીધર ડંખ ન દે. નહિં તો એ મણિધરનાં વિષ તારો જીવ લેશે. નાગનાં મણી લેવાં સહેલાં નથી, સમજી કે ?"

"તો એ વિષનાં પાન કરી, એને પચાવી આવતે ભવે એની નાગણ થઈશ." વાહીની મોરલી ઉપર મીટ માંડી નાગ ડોલે એમ માલનના શહ ઢુંઢતી નાગમતી હર્ષઘેલી ગઘવાઈ બની. એનું હર્ષઘેલું હૈયું હિલોળે ચઢ્યું હતું એ ઉછળતું, પછડાતું ને ગભરાઈ જઈ ચક્કર ચક્કર ભમરી ખાઈ ઉંડું ઉતરી જતું.

પાછળથી આવીને એની ધાબળીની કોર ચાવતા વાછરૂની કોટે એ કલ્પનાવિહારી બનીને લેટી પડી. વાછેર વ્હાલભરી દષ્ટિએ જોઇ એને ખભે પોતાનું શીર લટકાવી રહ્યું. આ દેખાવ જોઈ નેસની આયરાણીઓ નાગમતી તરફ તાકી રહી. "નાગમતીનું તો ફટકી ગયું લાગે છે !" કહેતી એકે ચાલવા માંડ્યું.

"હવે તે કાંઇ નાની છે?"

"પણ એને કોઈએ ક્યાં ગમે છે? એને તો કોઈ મોટો રાંસાંગો ગોતવો છે!"

"કાળી ટીલી બેસશે ત્યારે આંખ ઉઘડશે. એનાં માબાપે બીચારાં એના દુઃખે સુકાઈને સલો થઈ ગયાં છે."

"પણ કોઈની દેન છે કે એની સામે ઉંચી આંખે જોઈ શકે? સાક્ષાત્ જગદંબા જેવી છે." કહી બીજીએ પેલીને પાછી પાડી. નાગમતી આ બધું સાંભળતી હતી ને એથી એનું હૈયું ઘડી ઘડી કંપી ઉઠતું.

સખીની સૂચનાથી એને પ્રેરણા મળી. તાજું વલોવેલું માખણ એણે ચૂલે ચઢાવ્યું ને તાવણ ઉતારી એ સોનાના ઝુંપડા તરફ ચાલી.

આંગણામાં ઢોરનાં છાણ અને ગામૂત્રથી ખાંદણ જામી હતી. વધી પડેલા મચ્છર અને ડાંસને હટાવવા આંગણામાં છાણાંનો ગોર સળગાવી ધૂમાડો કર્યો હતો. ને સોનાં અંદરનાં ભાગમાં બેઠી બેઠી કાથરોટમાં લોટ મસળીને રોટલો ટીપતી હતી.

નાગમતીએ અંદર ડોકીયું કર્યું ને ધીમેથી પૂછ્યું, "સોનાં, આજ ઘી વેચવા તારે ગામમાં જવું છે?"

"જવું તો છે જ ને. પણ આ હીરાં હજી ક્યાં નીકળી છે? એને ગળેથી ઘર જ છુટતું નથી."

"મારેય આવવું છે. મને સાદ તો કરજે."

"તારે?" તાજુબ બની સોનાં નાગમતીના મ્હોં સામે તાકી રહી. કોઈ દિવસ નહિ ને આજે નાગમતી ગામમાં

આવવા કેમ તૈયાર થઇ, એ વિચાર એના અંતઃકરણમાં ઘોળાવા લાગ્યો. એની આંખો સ્હેજ લંબાણી. પણ નાગમતીના ચ્હેરા ઉપરથી કાંઈ કળાણું નહિં.

"જાવ ત્યારે મને સાદ કરજો." કહી નાગમતી ચાલતી થઇ.

"પણ, તારે શીદ આવવું પડે? અમે તારૂં ઘી લેતા જશું ને તે વેચીને જે લાવવું હશે તે હટાણું કરતાં આવશું." તેનો ભેદ પામવા સોનાંએ વિવેક કર્યો.

"ના, ના. તમારે ક્યાં ઓછો ભાર હોય છે તે વળી મારોય ભાર વળગાડું." આટલું કહી નાગમતી હસતી હસતી જવા લાગી.

"તું આવતાં જતાં થાકી જઇશ. એવડા મોટા ગામમાં તારૂં કામ નહિ."

"આજ તો શહેર જોવાનું મને મન થયું છે." કહેતી નાગમતી દૂર દૂરનાં આકાશ સાથે વાતો કરતાં ઉંચાં મકાનો અને છાપરાં તરફ લાબી નજરે તાકી રહી. હૃદય ખેંચાઈ જલદી શહેરમાં પહોંચી જવા ઉડવાની તૈયારી કરતું હોય એવો ઉછરંગ એના અંગે અંગમાં ઉભરાઈ રહ્યો હતો

"કોઈ દિ નહિ ને આજ કેમ એને આવવાનો આટલો ઉછરંગ–ઉમળકો આવ્યો છે? દાળમાં કાંઇક કાળું લાગે છે! આપણી સાથે જ છે ને! એટલે હશે એવી ખબર પડશે." એમ મનમાં જ બોલતી સોનાં ચૂલા પાસે ગઈ ને નાગમતી પોતાના ઘર તરફ ગઈ.

રાશવા દિ ચઢયો ત્યાં તો આયરાણીઓનું ટોળું

માથે ઘીની તાવણો અને પીઠે બાંધેલી ધાબળીની ઝોળીમાં નાનાં છોકરાં લઇ શહેરના માર્ગે ચઢ્યું. લાંબા પેટનાં જાડાં કાપડાં અને માથે છુટા કામળા ઓઢી મલપતી હાથણી જેવી ચાલતી મહીયારીઓ વચ્ચે ઇંદ્રાણી જેવી ઓપતી નાગમતી માથે તાવણ મુકી ચાલતી હતી. એને જોઇ સહુ મહીયારીઓ હસતી. કેમકે તાવણ એને ભળતી નહોતી ને બધું વરવું લાગતું. આખુંયે ટોળું અંદરો અંદર ગુપચુપ આંખના ઇસારાથી સંદેશા ચલાવતું "કોઈ દિ નહિ ને આજ આ શું ? નાગમતી ઘી વચવા કેમ આવી ?"

"શું કરે ? સાથી ઘી બગાડતા હશે." એક ગણગણી.

"ના રે, સાથી છે તો બીચારા બધાય નીતિવાળા, વિશ્વાસુ ને ભલા. એટલા માટે એ આવે એવી નથી. એણે ઘર કે દિ એવાં વહાલાં કર્યાં હતાં ?" બીજીએ આંખ મીચકાવી.

સહુનું ધ્યાન નાગમતી તરફ ખેંચાણું. નાગમતીનો પગ આજે જોરથી ઉપડતો હતો. એના હૈયામાં અજબ ઉલ્લાસ હતો. નાગવાળાના દર્શન માટે એ અધીરી બની હતી ઉલ્લાસ અને અધીરાઇને લીધે એને પાંખો આવી હતી. અખંડ રાતના ઉજાગરાને લીધે એની લાલ થયેલી આંખોમાં હર્ષના ઓઘ નીતરતા. મોટી દેખાતી છતાં ઝીણી પડી ગયેલી આંખોમાં આકાંક્ષાની વેધક દૃષ્ટિ દેખાતી. એની કીકીયો, પાંપણો પાછળ સંતાકુકડી રમતી છુપુ છુપુ હસી લેતી. ચ્હેરા ઉપર ઘડી ઘડી આનંદની સુરખી ચોમાસાનાં દોડતાં વાદળાં પેઠે આવી સરી જતી.

નાગમતીનો પગ બમણા જોરથી ઉપડતો. પોતાના દેહનું પણ એને પૂરૂં ભાન ન હતું માથા ઉપરની તાવણ હમણાં

પડી કે પડશે એમ સહુને લાગતું. સહુનું લક્ષ્ય નાગમતી તરફ ખેંચાઇ રહ્યું હતું. વ્હાલા કરી માનેલા નાગને મળવા બેફામ બનેલી નાગમતી જાણે એકલી અટુલી ચાલી જતી હોય એમ સહુને લાગતું. એના રૂંવેરૂંવે નાગ–નાગના ભણકારા વાગી રહ્યા હતા.

કેડીમાં પડેલો પત્થર હમણાં નાગમતીને ઠેબે ચડશે, ને ઠેસ વાગતાં તાવણ સોતી–( સાથે ) નાગમતી પડશે એમ જોતાં જ એક જણી તેની પાસે ધસી આવી. જો ચીસ પાડે તો હેબકી ગયેલી નાગમતી પડી જાય એમ ધારી બીજીએ પાછળથી એની તાવણ ઝાલી લીધી, ને ત્રીજીએ સામે આવી આડી ઉભી રહી એને આગળ વધતી અટકાવી. બેફામ બનેલી નાગમતી કાંઇ સમજી ન શકી પણ સ્થંભી ગઇ, ને ચકળવકળ આંખો ફેરવતી ચોમેર જોઇ રહી. મહીયારીઓનું ટોળું ખડખડાટ હસી પડયું. લજવાઈ ગયેલી નાગમતી નીચું જોઈ રહી.

સમીયાણાના પાદરમાં પગ મૂકતાં એ ગગનવિહારી બની. બન્ને બાજુએ માનવ મેદનીથી ઉભરાતી બજારો અને હૈયે હૈયું દળાય એટલી ઘરાકીને લીધે ઉદ્યોગી રસ્તાઓ વીંધતી નાગમતી સોંસરી ચાલી ગઈ. દુકાનોમાં ખડકાયેલી વસ્તુઓ એને આકર્ષી શકી નહિ. મનુષ્યો ના પહેરવેશ કે મકાનો એની દૃષ્ટિમાં આવ્યાં નહિ. દેખતી–છતી આંખે અંધ જેવી એ સંગાથ પછવાડે મૂંગી મૂંગી દોરાતી હોય તેમ ચાલી ગઈ.

ઘીના એક વેપારીની દુકાન આવતાં આયરાણીઓએ તાવણો ઉતારી ને વેપારી હંમેશનો—જથુકનો ઘરાક હોવાથી એણે તરત જ કાંટો માંડયો. તાવણોનો તોલ થતો જાય ને હીસાબ ચૂકવાતો જાય. નાગમની બાઘોલા જેવી એક બાજુ બેઠી બેઠી ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગઈ હતી. એની આંખો કાંઈક શોધવા મથતી પણ કયાંઈ ઠરતી નહિ. એના આશા તંતુઓ એક પછી એક તૂટી જતા એ કલ્પી રહી હતી.

"અલી નાગ! તારૂં તોળાવી લે ને!"

બેબાકળી ઉંઘમાંથી જાગી હોય એમ નાગમતી સફાળી ઉઠી. અણુમણુતાં એણે પોતાનાં પોયણા જેવા હાથવતી ઘીના લોંદા તાવણમાંથી ઉખાડી ઘી કુડલામાં રેડવા માંડયું. વાણીઓ કાટાના ખીલા સામે જોઈ રહ્યો હતો. ત્યાં તો દિગ્દિગંતને ભેદતી આવતી કોઈ આનંદ લહરી સરખો એક અવાજ આવ્યોઃ "નાગબાપુ નીકળ્યા."

ને નાગમતીના કાનમાં અમૃત રેડાયું. મીઠાં બોલ સાંભળી એની છાતીના ધબકારા વધ્યા. એની આતુર આંખો ઘી ઉપરથી બજાર તરફ ખેંચાઈ અને પ્રજાના રામ રામ ઝીલતા નાગવાળાને દૂરથી ઘોડા ઉપર આવતો એણે ભાળ્યો. એ ભાન ભૂલી ને ઘી કુડલાને બદલે જમીન ઉપર પડવા લાગ્યું.

તાવણમાંના ઘીની જાડી ધાર કુડલાને બદલે ભોંય ઉપર પડવા લાગી. વાણીયાએ આ જોયું 'એ...એ....આ ઘી ઢોળાય છે.' કેતાકને વાણીયાનો સાદ ફાટી ગયો, તોપણ નાગમતીનું ધ્યાન એના તરફ ખેંચાણું નહિ. એની આંખો

અને મન એની કર્મેન્દ્રિય સાથે નાગવાળાને નિરખવામાં ચોટી ગયાં હતાં. હવે વાણીયો વલોવાઈ ગયો. એણે હાથ ઝાલીને નાગમતીને હચમચાવી. "અરે બાઇ ! આ બધું ઘી ઢોળાઇ ગયું ! ત્યાં શું જોવાનું છે ? આ તારૂં ઘી બધું હેઠું હાલ્યું ગ્યું."

નાગણ જેવો ફુંફાડો નાખતી નાગમતીએ લલિચોળ આંખો કાઢી એક ઝટકો મારી હાથ તરછોડાવી લીધો ને બોલી, "જાય તો ઢોળ્યું જાય. તેમાં તારે શું ? આવો જોગ ફરી ફરીને ક્યાંથી આવશે."

"ઢોળ્યાં જાય રે ઘી, આજુનાં ઉતારનાં,
ધન્ય વારો ધન્ય દિ, નીરખ્યો વાળા નાગને."

વાણીયો તો નાગમતી સામે જોઇ જ રહ્યો. "આ તો કોઇ ગજબની બાઇ લાગે છે. ઘેલી થઇ હશે કે શું ?" વાણીયો મનમાં બબડયો "....ક્યાંઇક ગાંડી થઈ જશે."

નાગમતી નાગવાળા તરફ આનંદથી ઉછળતા હૈયે જોઇ રહી. વાળાએ વાણીયાના હાટ પાસે આયરાણીઓનું ટોળું પોતાની સામે તાકીને ઉભેલું જોયું. આંખોના વિકારને તીરસ્કારતા વાળાએ ઢાલ ઉંચકી આડી ધરી. નાગમતીના નેત્રોનું અમૃત ઝુંટવી લેતી આ કાચબાની પીઠની બનેલી ઢાલ એને શોક્યના સાલ જેવી લાગી. એના હૈયામાંથીહાય પોકારાઈ ગઇ. વેદનાભરી લાગણીનાં પૂર વહાવતાં એ બબડી:—

"બધી જોવે બજાર, પ્રિતમ ! તમણી પાઘને !
અમણી કીં અભાગ, ધમ્મરના ઢાલું દીયો ?"

અરેરે ! આ આખીયે બજારનાં લોક કેવાં ભાગ્યશાળી છે? આજે આવતી વખતે કોઈ અભાગણી સામી મળી હશે, કે બીલાડી આડી ઉતરી અપશુકન કરી ગઈ હશે, કે હોઠે આવેલો અમૃતનો પ્યાલો ઢાલરૂપી શોકય ઝુંટવી ગઈ, અને મને તૃષાતુરને તરસી–ટળવળતી રાખી. મારાંએ કેવાં કમભાગ્ય છે? ગુયે ભવ મેં શા પાપ કર્યા હશે કે આમ બળી મરવું પડે છે? આંખોમાંથી દુઃખ ઓકાઇ ગયું. ને ઉકળતું પાણી વરાળ બની ઠરી જતાં ફોરૂં થાય એમ નયનસરવરીયામાં જળ વિરહતાપથી વરાળ બની પાપણોના પંખે શીળાં બનતાં આંસુ ફોરાંના રૂપમાં ગાલ ઉપર ઝાકળબિન્દુ જેવાં ઢળી પડયાં. આયરાણીઓનાં ચિત્તમાં ખળભળાટ થયો. સહુ આયરાણી-ઓએ માન્યું કે વાણીઆએ નાગમતીનું કાંડું ઝાલ્યું એથી તેને ઓછું આવ્યું લાગે છે.

વાણીઓ છોભલો પડી ગયો, ને પોતાને કામે વળગ્યો. સહુ ઓશીયાળાં બની ગયાં. નાગમતી કેમ રોઇ પડી? એ પ્રશ્ન તો વણછેડયો સમેટાઇ ગયો.



## પ્રકરણ પાંચમું

---

## તળાવને કાંઠડે

---

પ્રભાતના ઉગતા સૂર્યનાં બાળમૃદુ કીરણોમાં ન્હાતા, ઘરકામથી પરવારી નવરી પડેલી એક યૌવના ઓશરીની કોરે ઉભી ઉભી થાંભલાના ટેકે દૂર દૂરથી સર્પાકારે દેખાતા માર્ગ ઉપર કોઇની વાટ જોતી હોય એમ લાંબી નજરે તાકી રહી હતી. હંમેશનો આ એનો ક્રમ હતો. એનો દેહ સુકાતો જતો હતો. ઘડીએ ઘડીએ એ માર્ગ ઉપર જોઈ રહેતી, અને એના ચિત્ત–ચોરને આવતો ન દેખતાં એના ચ્હેરા ઉપર નીરાશાનું વાદળ ધસી આવતું. ઉજ્વળ મુખચંદ્ર એ નીરાશામાં મ્લાન વદને આંસુડાં સારતો ને એના હૃદયના ધબકારા નીસાસો નાખતા.

પારકો પલ્લો હોવાથી નાગમતીનો જીવ સ્થિર થતો નહિ ઘરકામમા જીવ પરોવાતો નહિ, કોઈની સાથે વાત કરવી ગમતી નહિ, કે કયાઇ ચેન પડતું નહિ એ સવાર, બપોર, સાજ એક જ રટન કરતી એક જ માર્ગે જાણે કોઇની રાહ જોતી હોય એમ તલસતી આખે જોયા કરતી

પણ જેની એ આ રીતે રાત દિન જખના કરતી ને રાહ જોતી, એને તો ખ્યાલે ન હતો ન્હોતું એના હૃદયમા આકર્ષણ કે નહોતો એ મોહજાળમા અટવાઇ ગયેલો કીડો, કે નાગમતીની પાછળ વિહ્વલ બની ભમતો ફરે નાગમતીના હૃદયની વ્યાકુળતાનો કીડો તેને કોરી ખાતો, પણ એનો ખ્યાલ નાગવાળાને કયાથી હોય? જેને એની કલ્પના જ નથી તેને એ ખ્યાલ ઉદ્ભવે જ શી રીતે?

અકળાયેલી નાગમતી આકુળવ્યાકુળ થતી તળાવ તરફ ઉપડી પોતાની એક ગોઠણ ત્યા લુગડા ધોવા ગયેલી, એને જોતા જ નાગમતીએ બાળકની માફક હર્ષની ચીચીયારી કરી ને એની પાસે દોડી જઈ એને ભેટી પડી એકાત મળતા પેટ ભરી ભરીને પોતાની ગોઠણ સાથે એણે વાતો કરી હૃદયને ઠાલવ્યા

ગોઠણે આશ્વાસન આપ્યું ને એ પોતાની ધોણના લુગડા ધોવા લાગી નાગમતી કાછડો વાળી કીકીયારી કરતી તળાવમા પડી ને તરવા લાગી અને પછી તો ઉજળી દુધ જેવી નાગમતી ભીંજાએલા શરીરે પાણીમા તરતા લીલી કેળના સ્થલ જેવી ચમકવા લાગી જાણે કોઇ જળપરી જળવિહાર કરવા ઉતરી પડી હોય! એવો દેખાવ થઈ રહ્યો લાલ

હીંગળા જેવા પગની લાતો મારતી પોયણી જેવા ભુજ-દંડોને પાણીમાં ફેલાવી પાણી ખાંપતી તેણે પોતાની દેહલતાને વેગ આપ્યો. જળતરંગો એક પછી એક વધતા ગયા અને સરવરનાં પાણી હિલોળે ચડયાં. એમાં એક હલેસુ જોરથી આવ્યું અને કાંઠે ગોઠણનાં લુગડાં ધોવાના ખારાની ઢગલી પલળી ને તણાઇ ગઈ. ગોઠણે આ જોયું ને એનો પીત્તો ગયો. "નાગ ! જોતી નથી ? આ બધો મારો ખારો પાણી થઈ ગયો. જોઈ ઈતો તને તરનારીને !"....

"હં !....તારા ખારાનું પાણી થઈ ગયું પણ તું તો પાણી નથી થઈ ગઈ ને ?" કહેતાં નાગમતીએ જોરથી પાણીમાં પાટુ મારી અને ખોબામાં જળ લઇ હજારો છાંટા ઉડાડી એની ગોઠણને ભીંજવી દીધી. આથી ગોઠણને અગ્નીમાં ઘી રેડયા જેવું થયું. પણ નાગમતી ક્યાં ગાંજી જાય એવી હતી ? છેવટે ગોઠણ અકળાણી, મુંઝાણી અને તેનાથી હસી જવાયું. નાગમતી પણ ખડખડાટ હસી પડી. મસ્ત થએલી નાગ-મતીની મસ્તી વધી અને પાણીમાં માછલીની જેમ ઘુમરીઓ ખાવા લાગી. માથાનો અંબોડા છુટી ગયો અને કાળો નાગ કરંડીયામાંથી છુટો થઇ ડોલવા માંડે એમ પાણીમાં પીઠ ઉપર ડોલવા લાગ્યો. એના કાળા ભમ્મર જેવા વાળની લટો સર્પાકારે જળમાં પથરાઇ જતાં એના ગોરા વદનને વધારે સુંદર બનાવી મૂકયું.

ઘડી ઘડીએ એની ચકોર આંખો તળાવની પાળ તરફ ફરતી. રખેને કોઈ આદમી આવી ચઢે એ એને ભીતી હતી. પણ અત્યારે એવું કોણ નવરૂં હોય, એમ ધારી એ વળી પાછી તોફાને ચઢતી.

"નાગ! રહેવા દે!" કહેતી ગોઠણ કપડાં તારવવા તળાવમાં ઉતરી. નાગે તેને ખેંચી લીધી એટલે બન્ને ડુબકીદા રમવા લાગી. જાણે કોઇ સારસ-બેલડી જળવિહારમાં મસ્ત બની ગઇ ન હોય?

કાંઠેના વડલા ઉપર બોલતાં પંખીઓનો કલરવ, આંબા ઉપર ટહુકતી કોયલો અને આસપાસની હરીયાળી જમીન તથા વૃક્ષઘટાથી તળાવની આસપાસ કુદરત ખીલી રહી હતી, એ સાથે ભળેલી નાગમતીની નિર્દોષ મસ્તીથી તળાવમાં સૌંદર્ય ઉભરાઇ આવ્યું હતું.

એકાંત સરોવર આ બે ગોઠણોના વિનોદમાં એકલતા ભૂલી ગયું હતું. શાન્ત વાતાવરણમાં કુદરત પણ તેમની સાથે હરીફાઇમાં ઉતરી હોય એમ ભાસ થતો.

એટલામાં અચાનક ઘોડાએ હાવળ કરી ને લજ્જાથી ક્ષુબ્ધ થતી ગોઠણે પોતાનાં કપડાં સંકોર્યાં. પણ પાણીમાં ડુબકીઓ મારતી ને રમતમાં મસ્ત બનેલી નાગમતીને તેની ખબર પડી નહિ, ને ગોઠણ હાકલ મારી તેને સાવધ કરે તેટલામાં તો વાળો પોતાના ઘોડાને તળાવના સામા આરાની પાળ ઉપર લઈ આવ્યો. અજાણ્યા પુરૂષને જોતાં જ સ્ત્રીઓ લજ્વાઈ જાય અને પોતાનાં અંગ ઉપાંગ સંકોરી બેસી જાય એ તો કાઠીયાવાડી ખાનદાની છે. એક નવયૌવના સ્ત્રીને પાણીમાં શેલારા દેતી જોઈ વાળો તળાવમાં ઘોડાને ઉતારતો પાળે જ થંભી ગયો ને તે સાવધ થાય એ માટે એણે આડું જોઈ ખોંખારો ખાધો.

ગોઠણે ચેતવી ને નાગમતીના અંગ ઉપર ઓઢણું ફેંક્યું, તે તેણે ઓઢી લીધું. ભયભીત અને બેબાકળી થયેલી નાગમતી લજ્જાની મારી નીચું જોઇ ગઇ અને વાળે ઘોડું પાણી પાવા આરે ઉતાર્યું.

નાગમતીએ તીરછી નજરે જોતાં ઘોડું તથા સ્વારને ઓળખ્યા. તેના હૈયામાં કોઇ અજબ ઉલ્લાસનાં પૂર આવ્યાં. ઘોડાએ પાણી પી લીધું એટલામાં આનંદની એક કીકીયારી પાડી ને બેશુદ્ધ બની જાય તે પહેલાં તો એણે પાણીમાં ફરી પડતું મૂક્યું, ને તરતી તરતી એ સામા આરા તરફ ધસી. થોડે દૂર ઉભી રહી એણે વાળા સામે જોઇ ઠપકો આપતાં કહ્યું, "જોતા નથી ? તળાવમાં સ્ત્રીઓ ન્હાય છે તે ?"

"ખબર નહોતી, અને મારે તો પર સ્ત્રી માબ્હેન સમાન છે." વાળાએ શરમાઈ જતાં બચાવ કર્યો.

"પણ કોઈ કેમ બેઠું હોય એનું તો મરદ માણસે ધ્યાન રાખવું જોઇએ ને ? એકાંતમાં સ્ત્રીઓને આરે આવવું એમાં કઇ મરદાઇ છે ?"

શબ્દે શબ્દ ડામતી એ આયર કન્યાની હિંમત જોઇ વાળો ડઘાઈ ગયો. પોતાની ભુલ થઇ એમ એને લાગ્યું, પણ હૃદયમાં ક્ષોભને બદલે કોઇ બીજા જ તંતુ ઉછળી આવતા એને લાગ્યા. એની કીકીઓ ઉડું ઉડું હસવા લાગી ને એ ભીનાં જાડાં કપડાંમાં શોભી રહેલી નાગમતી તરફ અનીમિષ નયને જોઇ રહ્યો.

તળાવમાંથી પાણીનો ખોબો ભરી વાળા તરફ ઉડાડતી નાગમતીએ અર્ઘ્ય આપી ગુપ્ત પૂજન કર્યું, ને છેલ્લે ગુસ્સે

નાનો ખોટો ડોળ કરતી બોલી, " જાવ, હવે અમારે ન્હાવાનું મોડું થાય છે."

પણ વાળાના પગ થંભી ગયા હતા. તેનું ઘોડું આગળ જવા થનગની રહ્યું હતું, પણ વાળાને અહીંથી ખસવાનો વિચાર સરખો પણ આવતો નહિ. નાગમતીએ મ્હેણાં માર્યાં ને પાણીની અંજલી લઇને એની તરફ ઉડાડી. રસછાંટણાં અને સ્નેહ-પમરાટે ભીંજાતો વાળો કોઇ સ્વર્ગભૂમિ ઉપર વિહરતો હોય અને સામે સ્વર્ગની અપ્સરા ઉભી હોય એમ દેખાયું.

" દરબાર! અમારા જેવી સ્ત્રીઓ સાથે આમ એકાંતે વાત કરવામાં તમને શું મજા પડે છે ?" નાગે મીઠી ટકોર કરી.

" ખબર નથી પડતી; પણ હૃદય અહીંથી ખસવા ના કહે છે." શરમ છોડતા જતા વાળાએ ધીમેથી જવાબ આપ્યો.

" ઠેર ઠેર આમ જ કરતા લાગો છો, ને ડોળ ત્યારે મહારાજ રામચંદ્રનો!"

" એટલે ?"

" તે દિ બજારમાં મહીયારીઓને જોઈ ઢાલ આડી ધરતા હતા ને આજ આમ કહો છો. શું સારા કહેવાતા માણસો પણ આવા ખેલ ખેલતા હશે ?"

વાળો ઠગાગાર બની ગયો આવી નવયૌવના સુંદરીને શો જવાબ આપવો તે એને સૂઝ્યું નહિ. ઘણી વખત કેટલાક માણસો પોતાના મનુષ્યત્વમાં ઘણાને આંજી દે છે, ત્યારે કોઇકથી અંજાવું પણ પડે છે. આજે વાળો નાગમતીના-એક સ્ત્રીના વ્યક્તિત્વ આગળ દબાતો જતો હતો.

એ નીચું જ જોઈ રહ્યો ને ઘોડાને પાણી પાઇ તરતજ પાછો વાળ્યો.

નાગમતીને કંપારી છૂટી, તેને મનમાં થયું કે ખોટું તો નહિ લાગ્યું હોય ?

વાળાને વધારે વાર રોકવા અને ધરાઇને વાતો કરી લેવા અધીરી બનેલી નાગમતીએ સરી જતા વાળાને વાતે વળગાડી રોકવાનો પ્રયત્ન કર્યો. "દરબાર ! તમને ખોટું તો લાગ્યું નથી ને ?"

"નહિ ખોટું લગાડયું શું કામ આવે ? તમારા જેવી સુંદરીના મોઢાનાં એવાં વેણ પણ કયાંથી ?" ધીમેથી કામતો મર્માળા શબ્દો બોલતો વાળો વધુ છૂટ લેતો બોલ્યો, "પણ તમે છો કોણ ?"

"હું ?" ને નાગ હસી પડીને બોલી, "શું મને નથી ઓળખતા ?"

"હૃદયે ઓળખ્યાં છે, પણ હું આંખે નથી ઓળખતો."

બન્ને ઘડીભર ચૂપ થઇ ગયાં. વાળે વળી પૂછયું, "રહો છો કયાં ?"

નાગમતીએ હાથ લંબાવી આંગળીએ પોતાનો નેસ બતાવ્યો

"સવીયાણું સરધાર, બેય તરોવડ ત્રેવીએ,
એકે વણજ વેપાર, બીજે મર્માળાં માનવી."

"શું તમે ભેડાના નેસમાં રહો છો ?" આશ્ચર્ય પામતો વાળો ફાટી આંખે નાગમતી તરફ જ તાકી રહ્યો.

"હા. ભેડાના નેસમાં ને એના જ કુટુંબમાં." મક્કમતાથી નાગમતીએ જવાબ આપ્યો.

"એમનાં બ્હેન ?"

"ના, દિકરી."

વાળાના હૃદયમાં કાંઇ કાંઇ થઇ ગયું. એણે પોતાનું જીવનપ્રવ નાગમતીને સોંપી દીધું. તે જ ક્ષણે નાગમતીએ પાણીમાં પડી એક ડુબકી મારી.

વાળો વિચારમાં ને વિચારમાં ઘોડું હાંકી ચાલતો થયો.

નાગમતી પાણીમાંથી ઉપર નીકળી જૂએ છે તો વાળો દેખાયો નહિ. "શું ચાલ્યો ગયો ?" એના મોઢામાંથી ચીસ નીકળી ગઈ, ને એ ચત્તીપાટ પાણી ઉપર પછડાઇ પડી.

એના પડછંદે ગાજી ઉઠતી વનરાજી ને તળાવનાં મોજાં પોતાના હરીફ ઉપર વિજય મેળવવા બમણા જોરથી પડઘો પાડી ઉઠયાં.

# પ્રકરણ છઠ્ઠું



## એનું ફટકી તો નહિ જાય ?



" વાળા, આજ આમ અબોલા કાં ?" ઉંફરાટા પડખુ વાળીને સૂતેલા વાળાના પલંગ પાસે ઉભેલી આણલદે કાચની પૂતળી જેવી એના પગનો અંગુઠો પકડી હલાવતી બોલી.

છુટો ચોટલો, ભવ્ય કપાળ ને તે મધ્યે શોભતો તારલાશો નાનકડો ચાંદલો, ડાબા ગાલ ઉપરની નાનકડી કાળી ટીલડી એના રૂપની ઉણપ પૂરતાં. એની આંખની કીકીમાં રમતાં સાપોલીયાં, પહેરેલાં વસ્ત્ર સોંસરવી દેખાતી કોમળ મુલાયમ એના દેહની છટા અને મનોહર બાંધો જોઇ વાળો ગાંડાતુર બની જતો. અંગમરોડે શોભતી સુંદરી વાળા ઉપરનો પોતાનો પ્રભાવ આજે સરી પડતો નીહાળી રહી. એના

હૃદયમા ખળભળાટ થયો. ભીતે નખવતી કરેલા લીટા એની નજરે ચઢયા ને સ્રીસ્વાભાવિક ઇર્ષાથી એણે પ્રશ્ન કર્યો·

"આજ આટલા અબોલા કા? કોઇ મનમા ચડી છે કે શું?"

અબોલ વાળાએ પગ ખેચી લીધો અને જાણે ઉડા વિચારમા ગરકાવ થઇ ગયો હોય એમ સૂનમૂન પડી રહ્યો હમેશના મોજીલા વાળાને આજ આટલો ઉદાસ જોઈ આણલદેને ઓછુ આવ્યું પોતાનું અગનાસ્ર છોડયું ને નેત્રની પાપણની ઝાપટે મોતીની માળા તુટી પડતા અશ્રુ–મોતી સરી પડયા

હિબકા ભરતી આણલદે તરફ નજર પણ ફેરવ્યા વિના વાળે ઠેકડો માર્યો ને સામે દેખાતા બારણાને ધકેલી ઓરડામા પેસી ગયો અદરથી બારણું બધ થઈ ગયું ને આણલદે શોકાતુર બની નીચે ફસડાઇ પડી

દ પતિજીવનની મોજમા વિષના બિદુઓ પડેલા એણે નીહાળ્યા એનું હૈયું વિચારવમળે ચઢયું 'શું મારામા રૂપ –સૌદર્ય નથી? યૌવન નથી? કઠ નથી? શુ નથી? મારા કરતા વધુ આકર્ષક કઈ સુદરી ઉપર એના મન મોહ્યા હશે? વાળા! વાળા! તને આ શું સૂઝ્યું?' એનાથી બોલાઈ ગયું મે હૈયામાથી બળતી જ્વાળાઓ બહાર નીકળી ગઈ એનાથી હાયકારાની ચીસ પડાઈ ગઈ એ બેભાન થઈ નીચે પડી ગઈ ચીસ સાભળી દાસદાસીઓ દોડી આવ્યા, પવન નાખ્યો, ને ગુલાબજળ છાટી એને શુદ્ધિમા આણી નેત્રના પોપચા ઉઘાડી એ ચોમેર ચકળવકળ નજરે તાકી રહી કોઈ

દુનીઆમાં ફરી આવી હોય એમ એને લાગ્યું. "વાળો ક્યાં ? " એનાથી બોલાઈ ગયું.

માણસોએ દોડતા જઈ વાળાને વાત કરી પણ એણે તો ધ્યાન પણ આપ્યું નહિ ને મોં ફેરવી પગથીયાં ઉતરી ચાલ્યો ગયો. નોકરો ચાલ્યા જતા વાળા પાછળ તાકી રહ્યા. અંદરો અંદર દાસદાસીઓએ મર્મમાં નેત્રસંકેતથી વાતો કરી લીધી કે "કાંઈક ઝગડો થયો લાગે છે."

ને વાળો અને આણલદે વચ્ચે અંતર વધતું ચાલ્યું. 'ડાંગે માર્યાં પાણી જૂદાં ન પડે' એ કહેવત ખોટી પડી. હવેથી પડદા પાછળની રમત ઉપર આણલદેએ નજર રાખવા માંડી.

× × ×

"બા ! બા ! આજ તો........" ધસી આવતી દાસી એકદમ રાણીના ઓરડામાં ગઈ. બોલતાં તો બોલાઇ જવાયું પણ એકદમ ભાન આવતાં ચૂપ થઇ ગઈ.

"અલી શું છે ?" રાણીનો સત્તાવાહક સ્વર આવ્યો.

દાસીની જીભ શીવાઇ ગઇ હતી. એના કાળજામાં ભયની ફડક પેસી ગઈ હતી. વાળાને ખબર પડે તો વાળો ગરદન દે અને ન કહું તો રાણી કાઢી મુકે. બીચારીને સાપે છછુંદર ગળ્યા જેવું થયું. એ બાઘોલા જેવી થઈ ગઈ. ચોમેર ચકળવકળ આંખો ફેરવતી ઉભી રહી. એનો ચહેરો ભયનો માર્યો સફેદ પૂણી જેવો બની ગયો.

રાણીએ એની આંખોમાં ભીતી જોઈ. એને કાંઈક કહેવાનું છે પણ પાછલી ધાક એને ભયભીત બનાવે છે

એમ એ સમજી શકી ને રાજખટપટમાં નીપુણ રાણીએ દાસીની પીઠ પંપાળતાં દિલાસો આપ્યો. "શું છે રૂપી? આમ ગભરાય છે કેમ?"

રૂપીની આંખો આણલદેની આંખોમાં પરોવાઈ ગઈ. એની જાદુભરી આંખો સામે જોતાં દાસીનો ભય ઉડી ગયો. એનું હૈયું શાંત થયું ને ભયંકર મોજાંની પેઠે લોઢ ચડેલા અંતઃકરણના ખળભળાટ સમી ગયા. એ રાણીને બાઝી પડી ને બોલી, "બા....................."

"શું છે રૂપી....... ?"

"બા!..........." રૂપીએ ધ્રુસકું મુકયું. ખળખળ વહેતા આંસુવડે રાણીનો પાલવ ભીંજાયો. રાણીના ગળે ડુમો ભરાયો. દાસી પોતાની બાળપણાની સહીયર જેવી હતી. સુખ-દુઃખની વાતો કરી હૃદયભાર હળવો કરવાનો વિસામો હતી એને આમ ગભરાતી ને રડતી જોઈ રાણીના દીલમાં આઘાત થયો. એનાં નેત્રો સજળ બન્યાં. રૂંધાતા કંઠે એણે ફરી પૂછયું, "રૂપી, રૂપી! .........આટલું બધું શું દુઃખ પડયું?"

"બા!.......મને નહિ..........."

"ત્યારે?" અચંબો પામતી રાણી સ્તબ્ધ બની ગઈ.

"તમને!.... હાથથી ગયા!...."

રાણી કમકમી ઉઠી. પોતાનો અંતરકલહ વાળો અને પોતાના સિવાય બીજું કોઇ જાણતું નથી, એમ એ માનતી. દાસીને મોઢે વાળાની આ વાત સાંભળતાં એને કંઈ કંઈ થઈ ગયું. ભૂતકાળનાં સુખસ્વપ્નાં અને માઝમ રાતો

યાદ આવ્યાં. સુખનાં શમણાં દુ:ખમાં કારી ઘા જેવા થઈ પડયાં. એ દાસીના વાંસે હાથ ફેરવતી બોલી, " રૂપી, રૂપી, શું છે? બોલતો ખરી !"

" બાઈ, આજ તો વાળા વિષે ગામમાં બહુ ખરાબ વાતો થાય છે." ભારે દિલે, મહાન્ આપત્તિની વાત કરતી હોય એમ ગમગીન બની એણે વાત શરૂ કરી.

" શેની ?" વલોવાઈ જતે હૈયે જવાબ માટે રાણી રૂપી તરફ તાકી રહી. પોતાના પતિની ગીબત થતી સાંભળી પવિત્ર સ્ત્રીનું હૈયું હાથ રહેતું નથી. પર સ્ત્રીનો પોતાના પતિ તરફનો પક્ષપાત એને વિષમય નાગણી જેવી બનાવી મૂકે છે. એનો ફુંફાડો અને દંશ વિષમ બને છે. આણલદેના લાગણીભર્યા હૈયામાં વેરનો દાવાગ્નિ ભભકયો. એની આંખોમાં ક્રોધની જ્વાળા દેખાણી, ને ધ્રુજતો હોઠે એણે ભવાં ચઢાવી પૂછયું, ' કોની સાથે ?"

" છે કોઈ પરદેશી."

" પરદેશી ?..."

" હા, કચ્છ તરફનાં માલધારી પાદર પડયાં છે ને એની છોકરી થાય."

રાણી જાણે એને જોતી હોય એમ પોતાની બારીએ તાકી રહી અને દૂર દૂર દેખાતાં નેસનાં ઝુંપડાં એનું ધ્યાન ખેંચી રહ્યાં.

એણે ખૂબ ગુસ્સામાં આવતાં મૂઠીઓ વાળી દીધી. આખું અંગ ખેંચાઈ જતું હોય એમ એની નસેનસ અને રૂવાં ખડાં થઈ ગયાં ને એણે જોરથી બીજા હાથની હથેળીમાં મુક્કી

મારી. સ્ત્રીસ્વાભાવિક કોમળતા સરી જઈ કોઈ રણચંડી, લોહીપીપાસુ ચંડિકારૂપ બનતી ગઇ.

"રૂપી!" રાણીએ ક્રોધમાં પગ પછાડયો ને રૂપીને હાક મારી.

"બા! ...." કહેતી રૂપી ઓરડાના ખૂણામાં પડતી એક બારી પાસે ગઈ ને રાણીને ત્યાં આવવા આંગળીથી ઇશારત કરી. બેફામ બનેલી રાણી યંત્રવત્ ખેંચાઇ ત્યાં ગઇ. શંકાશીલ હ્રદય આવું જોતાં વધારે તેજ બને છે. રાણીને દાસીએ બતાવ્યું, "જુઓ વાળો જાય."

રાણી ફાટી આંખે તે દીશાએ જોઈ રહી.

"બન્ને મળશે." રૂપી બોલી.

ને એ બે જ શબ્દે કટારનું કામ કરી રાણીનું કાળજું ચીરી નાખ્યું. તે એકદમ ઓરડામાંથી સુવાના ખંડમાં દોડી ગઇ, ને પલંગમાં પડતું મૂકી એણે આંતર વેદનાની એક હાય નાખી.

રૂપીએ પાછળ પાછળ જઇ પવન નાખ્યો ને રાણીએ થોડીવારે આંખો ઉઘાડી.

બેફામ થયેલી રાણીએ પૂછયું: "એ કયાં મળશે?"

"કહે છે કે આઘેનું તળાવ એમનું સંકેતસ્થળ છે."

રાણી એક છલંગ મારી પલંગમાંથી ઉઠી અને દુશ્મનને પકડવા જેટલા વેગથી વિજયી સૈનિક ધસી જાય એટલી ત્વરાથી એણે વાળાનો પીછો લીધો.

રૂપી દોડી જતી રાણીની પાછળ જોઈ જ રહી. "એનું ફટકી જશે તો...?" એના ફફડતા હોઠમાંથી શબ્દો સરી પડયા.

---

## પ્રકરણ ૭ મું.

### વાત વિફરી.

"જર જમીન ને જોરૂ, એ ત્રણે કજીયાના છેરૂ"

મંદમંદ પવનની લહેરોથી હીલોળે ચડેલ તળાવનાં કીલ્લોલતાં પાણી, કીનારા તરફ મોજાં ઉપર પછડાટાં મારતાં ધસી આવતાં હતાં. નવપલ્લવ બનેલાં ઝાડનાં પાંદડાં પવન સાથે ગેલ કરતાં હોય ને હસી પડતાં હોય એમ સંભળાતું. નિર્જન સ્થાનમાં કોઈ જોગી કે એકાંતપ્રિય મુમુક્ષુ પોતાના જીવનનું શ્રેય સાધે એવા આ રમણીય અને શાન્ત તળાવના કિનારે એક મોટા ઝાડના થડને અઢેલી સૌંદર્ય નીતરતી એક યૌવના દૂર દૂર દેખાતા ગામના પાદર તરફ એકી ટસે મીટ માંડી જોઈ રહી હતી. એની લંબાયેલી આતુર આંખો અને ખેંચાયલી ભ્રમર કોઈ પ્રેમીની માર્ગ પ્રતિક્ષાની ઝાંખી કરાવતાં.

વખત જવા લાગ્યો તેમ તેમ એના હૈયામાં આતુરતાનાં પૂર ઉભરાયાં. એ અસ્થિર ચિત્તે રસ્તા તરફ નીરખી રહી હતી, એવામાં દૂરથી ધૂળની ડમરી ઉડતી દેખાઈ, અને ઘોડાના દાબડાના ભણકારા કાને પડયા. ભેટવા ધસી આવતી નદી તરફ સમુદ્રનાં મોજાં તેનું સ્વાગત કરવા દોડી આવે, એમ ધસ્યો આવતો સ્વાર, એના દીલને આકર્ષી રહ્યો હતો. ઘોડાનાં ડાબલાનો અવાજ સંભળાતાં એના અંતરમાં અમીનાં ઓજસ્ આવ્યાં. જેમ જેમ સ્વાર નજીક આવતો ગયો તેમ તેમ એનું હૈયું થનગની રહ્યું. ધડકતા દીલે એણે પાળે ચઢેલ ઘોડાની વાઘ પકડી લીધી, ને વાળે પેઘડેથી પગ કાઢી નીચે કુદકો માર્યો.

અશ્વને ઝાડના ઝુંડમાં એક થડ સાથે બાંધી બન્ને પ્રેમીઓ એક બીજાનો હાથ પકડી વિશાળ વૃક્ષના થડની ઓથાણે આવી પ્રેમગોષ્ઠી કરવા લાગ્યાં. વાળાના મનથી આખું જગત અત્યારે નાગમતીમાં સમાયું હતું ને જગતની જંજાળો, ભૂલી એકાંત સરોવરને કાંઠે હૈયાનાં કપાટ ઉઘાડી પ્રેમીઓ એકમેકમાં સમાઈ જવા લાગ્યાં હતાં. તલસતા અંતરનાં પ્રેમીઓનો' પ્રથમ મેળાપ એ જીંદગીની અણમૂલી પળો હોય છે.' વાળો અને નાગમતી જે અમૂલ્ય પળો માણવા તલસી રહ્યાં હતાં, તે પળો તેમને આજે સાંપડી હતી.

પવનનો ઝપાટો આવ્યો ને પાંદડાંની ઝાપટો વાતાવરણને ખળભળાવી રહી. કેટલો વખત ગયો તેની ખબર બેઉને રહી નહિ. એવામાં જમીનનાં સૂકાં પાંદડાની કચરાટે થતો અવાજ સાંભળી, શીકારીને પગલે હરણાં ચમકે એમ બન્ને ચમકયાં ને નાગમતી હાથ તરછોડાવી ઉભી થઈ ગઈ.

"કોઇ નથી" કહી વાળે હાથ ખેંચી એને નીચે બેસારી અને ફરી બન્ને જણાં વાતે વળગ્યાં.

પણ પવનની ફડકે ધ્રુજતી નાગમતીનું ચિત્ત સ્થીર થયું નહિ. એણે ઉઠીને ચોમેર નજર ફેરવી. કોઈ દેખાયું નહિ પણ વખત ઘણો ગયો છે એમ માની એણે પોતાનું બેડું ઉપાડયું અને આરા ઉપર બેસી ઉટકવા લાગી. વાળાએ ઘોડાને પાણી પાવા આરા ઉપર ઉતાર્યો. જાણે પોતાના ઉજ્જવળ ચારિત્ર અને ચોકખા હૃદયની નીશાની બતાવી વાળાના હૃદયને ખાત્રી આપતી હોય એમ નાગમતી બેઢાને વારંવાર ઘસીને ચકચકીત બનાવી રહી હતી.

નાગમતી બેડું વીંછળી ભરવા માટે તળાવમાં ઉતરી, ને એક ખોબો ભરીને પાણી વાળા તરફ ઉડાડયું. આખે શરીરે છંટાઈ રહેલા વાળાએ પણ ગમ્મત કરવા માંડી. પ્રેમી પ્રેમપાત્રથી જુદા પડતાં વલોવાઈ જતા હૈયે વધારે વખત મેળવવા તક શોધે છે એમ એણે પણ ગમ્મત કરવા માંડી.

"એ, એ....મારો વેઢ પાણીમાં પડી ગયો." વાળાએ આંગળીમાંથી વેઢ સેરવી પાણીમાં પડતો મૂકયો. એને પાછો મેળવતાં મોડું થાય એટલો વખત વધારે પ્રિય સહવાસનો મધુરો લાભ મળે એ એની મનોવાંચ્છના હતી.

તરંગોમાં ઉછળતી ને મસ્તીએ ચઢેલી નાગમતીએ ઉંચું જોયું ને ખડખડ હસી પડી. "તમારો વેઢ હજુ પાણી ઉપર તરે છે, દરબાર!"

"ત્યારે કાઢી આપોને!"

" આપ મર્દ જેવા મર્દ થઈ ને એક અબળાને કાઢી આપવાનું શું કહો છો ? તમે જ કાઢી લ્યોને !" કહી એણે ફરી ખોબો ભરી પાણી વાળા સામે ઉડાડ્યું. વાળો ભીંજાય તો પાણીમાં પડે ને તેમ થતાં જળક્રીડા વધુ કરી આનંદ મેળવવાની લાલસાએ નાગમતી વાળાને પાણીમાં ખેંચવા મથી રહી હતી.

વાળાએ ઘોડાને પાણીમાં ઉતાર્યો. ઘોડાને અધૅક રાખી કહ્યું, " મારા ઘોડાનું પલાણ પલળે છે. "

" ભીંજાઈ ગયું હશે તો તો હવે નહિ સૂકાય ! "

વાળો સમજી ગયો. એક બીજાનાં મર્મ આ મર્માળાં માનવી પલકારામાં સમજી જતાં.

" હવે તો કદિએ સુકાશે નહિ. " કહી પાસે આવેલી નાગમતીને વાળે વધુ નજીક ખેંચી ને પાછી હઠતી નાગમતી પગ સરકી જવાથી પાણીમાં પડી. તેનાં કપડાં પલળી ગયાં ને એણે વાળાને પણ પલાળવા પાણીમાં જોરથી ડૂબકી મારી.

તરતી તરતી પાસે આવેલી નાગમતીનો નાગની ફેણ જેવો કેશકલાપ વાળાએ પગવતી ખેંચી કહ્યું, " ડૂબકી મારો ડૂબકી ! "

મજાક કરતી નાગમતી ઉભી થઈ ગઇ ને બોલી: " એ રીતે પણ તમારાં ચરણ તો પામી ! " ને એ છેટે ખસતાં બોલી: " તમારા હૃદયમાં આથી ઉંડી ડૂબકી હવે ક્યાં મારૂં ? "

" પાણીમાં ! "

"આ પાર્થિવ જળમાં ડૂબકી મારવા કરતાં તમારા હૈયાના અપાર્થિવ ઉદધિમાં ડૂબી જઇ સમાઈ જવાનું ભાગ્ય કોણ જતું કરે!"

"મારે મોડું થાય છે." કહી વાળે પીઠ ફેરવી.

"તો આ મારો વેઢ પહેરતા જાવ." કહી એણે પોતાની આંગળીએથી ફેરવો સેરવીને વાળાના હાથમાં મૂકયો, અને અંગે અંગનો સ્પર્શ થતાં રોમાંચ અનુભવતી એ બોલી, "ઘરે આણલદે એકલાં હશે, અને વાટ જોતાં હશે. તમારા વિના એને ગમતું નહિં હોય!"*

બન્ને ખડખડ હસી પડયાં. ને એક બીજાના હૃદયમાં ભળી જવા વાળો કુદ્યો. વાળે નાગમતીને છાતીસરસી ચાંપી. નાગમતીએ પણ વાળાની છાતી ઉપર માથું નમાવી દીધું ને પહેલપ્રથમ અનેરો રસલ્હાવ લીધો.

* * *

અચાનક ઝાડીમાં ખખડાટ થયો. મૃગલી જેવી ચકોર નાગમતીના સરવા કાન ચમકયા. પ્રેમીઓનું ધ્યાન ઝાડીમાંથી આવનાર તરફ ખેંચાયું ને જોતાં જ બન્ને ડઘાઇ ગયાં. ચોર તો હુંહાથીએ બીએ, એમ તેઓ દરેક વસ્તુમાંથી માણસોનો પગરવ સાંભળી રહ્યાં હતાં

ઝાડીઓને વીંધતી, નીચે પડેલાં પાંદડાં પગવતી કચરતી, અપ્સરા જેવી, અંગેઅંગમાંથી સૌંદર્યની ફોરમ ફેલાવતી સુકોમળ નવયૌવના વીફરેલી વાઘણ જેવી ક્રોધથી

* આંગળીએથી આપીએ, અણમૂલ અમારો વેઢ;
નત નત નયણે નીરખજે, ઘેર આણલદે રેઢ.

લાલ થયેલા ચ્હેરે અને વેરના તણખા ખેરવતી આંખો વડે ડારતી ઉતાવળી ધસી આવતી દેખાઇ. ચોરી માણસને નાહિંમત અને લજ્જાશીલ બનાવે છે. તેને જોતાં જ વાળાના અંગેઅંગમાં શીથીલતા આવી ગઈ. ત શરમથી નીચું જોઇ ગયો. સૂર્ય પણ જાણે એની મશ્કરી કરતો હોય એમ વાદળાં પાછળ લપાઈ ગયો. વાળાની આંખમાં પશ્ચાત્તાપ અને ખાનદાની નીતરતી હોય એમ ભાવિની કલ્પનાના દૃષ્યે એ ગમગીન બની ગયો. એનું નાક એને વ્હાલું હતું. એક વખત આબરૂ ગયેલ માણસ કોડીનીયે કીંમતનો ગણાતો નથી. વાળાને બદનામી કરતાં મૃત્યુ વધુ વ્હાલું હતું. ઘરમાં ઘુસેલો ચોર ઘરધણીને જોતાં જ ડરી જાય, તેમ વાળો લેવાઇ ગયો, ડઘાઈ ગયો.

નાગણ પેઠે ફૂંફાડતી આણલદેએ નજીક આવતાં જ નાગમતીનું કાંડું ઝાલ્યું, ને લોહી ઝરતી લાલચોળ આંખો વડે ડારતી એ બોલી, "તું છે કોણ ?"

"તેની તારે શી પંચાત ?" શીકાર ઉપરથી કે સંવનનમાંથી તરછોડાયેલી વાઘણ પેઠે વિકાળ બની એ તાડુકી. એણે પોતાનો હાથ આંચકો મારીને ઝુંટાવી દીધો.

"બધી જ" કહેતી આણલદે એનું અંગલાલિત્ય અને મજબૂત હાડકાં સામે જોઈ રહી. પોતાના બળની ખાત્રી જાગે એક જ આંચકે એને આપી દીધી.

બન્ને પળવાર એક બીજાની સામે તાકી રહ્યાં. વાળાએ ઉંચું જોયું ને બોલ્યો, "આણલ........!"

નાગમતી ચમકી. એણે આણલદેનું નામ સાંભળ્યું હતું. એના રૂપનાં વખાણ સહુ ફાટતે મોઢે કરતાં, અને આજે એ રૂપમાં ક્રોધની લાલ છાંટ ભળતાં કોઈ ઓર રંગ

શોભી ઉઠેલો એણે નીહાળ્યો. એનું નામ સાંભળતાં જ એના હૈયામાં ધ્રાસ્કો પડયો. ઘડી પહેલાંની વાઘણ ગુસ્સો ઓસરી જતાં બકરી જેવી બની ગઈ, ને નીચું જોઈ રહી.

"એની પંચાત મારે નહિ તો બીજા કોને છે?" ને વાળા તરફ ફરીને બોલી, "મારામાં શું કમીના જોઇ તે આમ હરાયાં ઢોર પેઠે અખાજ ખોળતા રઝળો છો? ખરેખર, તમારૂં ભાગ્ય ફરતું દેખાય છે."

સ્ત્રીએ કરેલું અપમાન પુરૂષ સહન નથી કરી શકતો. માન અને વિવેકમર્યાદાની હદ છોડતી રાણીના શબ્દેશબ્દ એનું કાળજું વીંધી સોંસરવા નીકળી જતા. એણે રાણી સામે જોયું ને બોલ્યો, "રાણી! કાયાનો આવડો અહંકાર શો? કાચી માટીની વળી આટલી મમતા પણ શી? આજે વણસી જશે ને કાલે ફરી નવો ઘાટ ઘડાશે. પણ આત્મા જે અમર અને અવિનાશી છે તેનાં મૂલ્ય કોઈ અજબ છે."

રાણીએ જોયું કે વાળો હાથથી જાય છે એટલે એણે નાગમતીને ધમકાવવા માંડી.

"રાંડ, વેશ્યાની પેઠે પરાયા પુરૂષ પાસે આવી છે, ને છે કાંઈ શરમનો છાંટોય? કેવી નખરાં કરે છે! ને લુગડાંનું ય ભાન છે કાંઈ?"

પાણીથી ભીંજાયેલ કપડાં અંગ ઉપર ચોંટી જતાં સ્પષ્ટ ઉપસી આવેલા દેખાતા અંગ-ઉપાંગથી શરમાઇ નાગમતી ઉંડા પાણીમાં સરી ગઈ.

"રાંડ દેશપરદેશમાં રખડી રખડીને આમ કેટલીયનાં ઘર ભાંગતી હશે ને માવતરના કુળને કલંક લગાડતી હશે. હવે તો કોઈનું ઘર માંડે તો ય ઠીક. ઉંટીઆ જેવડી થઈ તોય સૂઝે છે ક્યાં?"

"એને તો સૂઝયું છે!" વાળાએ નાગમતી તરફ જોઇ કહ્યું. રાણીની છાતીમાં ભભુકતી જ્વાળાઓમાં ઘી હોમાયું. એણે પગ પછાડ્યો ને આખી ને આખી સળગી ગઈ. "મારૂં ભાંગવાનું!" એનાથી ધ્રુસકું મૂકાઈ ગયું. "મારી ઓલ્યા ભવની વેરણે કાંઈક જાદુ કર્યાં લાગે છે."

નાગમતી હીંમત લાવી પોતાની નિર્દોષતા બતાવવા તળાવને કાંઠે આણલદે પાસે આવી ને શાન્તીથી બોલી: "બ્હેન! આટલાં બધાં ધુંવાંફૂવાં શીદ થાવ છો? હું તો અહીં ન્હાવા ને પાણી ભરવા આવી છું. આ કોઇ દરબાર જેવા છે એ ઘોડું પાવા આવેલા. એમનો વેઢ પાણીમાં પડી ગયો, તે મને કહે કે જરા કાઢી આપશો? ને હું એમને શોધી આપતી હતી. એમાં આટલાં બધાં આકળાં શીદ થાવ છો?"

બનાવટી વાત સાંભળતાં માણસની ધીરજ રહેતી નથી. એવે પ્રસંગે એનામાં સ્વાભાવિક ગુસ્સો ઉત્પન્ન થાય છે. ક્રોધાવેશમાં બેફામ બની રાણી નાગમતીને બાઝી પડી, ને ચોમેરથી એને વલુરી નાખી. નાગમતી ચીસો પાડવા લાગી. એ ચીસોએ સામે આરે લુગડાં ધોવા આવતી નાગમતીની એક ગોઠણનું ધ્યાન ખેંચ્યું. પોતાની ગોઠણને કોઇ મારતું હોય એ એનાથી જોયું કેમ જાય? એણે ધોણનો ગાંસડો પછાડી પાણીમાં પડતું મૂક્યું. કોઇ હોડી તીરોતીર આવીને ઉભી રહે એમ એ પાણીને વીંઝતી સામે કાંઠે આવી ને બથોબથ આવેલી બે સ્ત્રીઓ વચ્ચે આવીને ઉભી રહી.

એણે વાળાને ઓળખ્યા ને એની સામે ડોળા કાટતી બોલી: "વાળા, આ શું છે? આમ બાયલા પેઠે ઉભા

ઉભા ટગર ટગર જોયા શું કરો છો ? મારી નાગનો હાથ પગ ભાંગશે કે તેને ઇજા થશે તો હું એનો ટેટો પીસી નાખીશ. અમે તો આયર, સમજ્યા બાપુ !"

ને એણે આલુલદેને એક ધક્કો જોરથી માર્યો. રાણીએ નાગમતીનો ચોટલો પકડી ખેંચી. ને વાળ ખેંચાતાં નાગમતી પરવશ બની એની પાછળ ધકેલાઇ ગઈ. નાગની ગોઠણે રાણીના કાંડા ઉપર જોરથી એક મુક્કો માર્યો. કળ ચઢી જતાં આંગળીઓની મુઠી ઉઘડી ગઈ. નાગમતી છુટી થતાં બન્નેએ રાણી ઉપર હુમલો કર્યો ને રાણીને સારી પેઠે ટીપી. આખે શરીરે મારના સોળ ઉઠી આવ્યા. રડતી, ઝગડતી ને ન સંભળાય કે ન સંખાય એવી ગાળોનો તરપીટીઓ બોલાવતી સ્ત્રીઓનું યુદ્ધ જોતો વાળો ગમગીન બની ખેતરમાંના ચાડાની પેઠે ઉભો હતો. રાણીની આ દુર્દશાથી વાત ફૂટી જશે અને પોતાના હૈયાના જોડાયલા તાર આમ અચાનક આવી પડેલા વિઘ્નથી તુટી જશે એમ કલ્પતો એ નાગમતીના છુટા કેશ સામે તાકી રહ્યો હતો.

"વાળા ! આને વારો, નહીં તો એને છૂટી પાડો." નાગમતીની સખીએ મોઢું ફેરવી વાળા સામે આંખ કાઢી.

આંચકો લાગતાં ચમકી ઉઠે એમ વાળો ઉંચું જોઈ રહ્યો. એ જરા આગળ આવ્યો, પણ રાણી આગળ એનું હૈયું ભીરૂ બની ગયું. એણે ધીમેથી રાણીને પટાવવા માંડી. "આલુલદે ! હવે રહેવા દે ! બહુ થયું. આ બીચારૂં છોકરૂં કહેવાય. એની સાથે આમ લડતાં તારા જેવી પીઢને શોભે કે ? એના વાળની લટો તૂટશે કે તેને ઇજા થશે તો કોઈ નહિ ધારેલાં યુદ્ધ મંડાશે."

"તે? મને ભલે મારી નાખજો!" તોરમાં રાણી બોલી.

"અરે! એનો બાપ જોયો છે?"

"એવો તે કોણ એનો બાપ બે માથાનો મુવો છે?"

"કચ્છનો ભેડો!"

"પેલો પરદેશી વાંઢીઆર ને?"

વાળે મુંગા મુંગા માથું હલાવી હા કહી.

"હું! સમજી. આટલા માટે જ એને આશરો આપ્યો હશે!" ઠબકાની નજરે રાણી વાળા સામે જોઈ રહી, ને આયરાણી તરફ ફરીને બોલી: "કોઇ રંજાડે નહિ માટે આવાં રમકડાં સાથે ફેરવી કેટલાંકનાં ઘર ભંગાવ્યાં છે?"

"ચૂપ........" એણે ગુસ્સામાં પણ ઠપકાભરી વાળા સામે આંખ કાઢી.

"વાળા! તમારા જેવા, દેખાતા મર્દ છતાં અંદરથી નામર્દ પુરૂષની સ્ત્રી આટલી બધી ફાટે એમાં નવાઈ નહિ. પણ હવે હદ થાય છે. તમે એને વારો, નહિં તો એ અમારી લોખંડી મુઠીઓની વધુ પ્રસાદી પામશે. કહ્યું છે કે,

નબળા નરની નાર, કહ્યું ન માને કોઈનું;
પંડે પંડ પર માર, પાધરી હાલે પ્રેમદા"

વાળાને ચટકો લાગ્યો ને એની આંખ ફરી. રાણીએ એ આંખમાં વિષ જોયાં. આણલનાં જાદુભર્યા નયનો પોતાના ઉપર જાદુ કરે તે પહેલાં તો ક્રોધાવેશમાં વાળાએ ઘોડાની સરક હાથમાં હતી તે રાણીની પીઠપર ફટકારી

રાણીને સોળ ઉઠી આવ્યા. 'ઑય વૉય' કરતી રાણી કારમી ચીસ નાખી આઘી ખસી ગઈ. સુકોમળ ચામડી ઉપર લોહી તરી આવ્યું ને લીલોછમ સોળ દેખાયો.

શીકારીના પંઝામાંથી શીકાર નાસી છુટે એમ આણલદે નીચું જોઈ પોતાના માર્ગે ચાલી ગઈ. વાળો એની પીઠ પાછળ તાકી રહ્યો.

નાગમતી વાળા સાથે કાંઈ વાત કરે તે પહેલાં તો તેની સખી એનું બાવડું ઝાલી એને નેસ તરફ ખેંચી ગઈ.

" આવા તે ભવાડા હોય ? " સખીના ઠપકાભર્યા શબ્દોએ નાગમતીની આંખમાં શરમના શેરડા પડયા. સજળ થયેલી આંખો પાલવના છેડા પાછળ ઢાંકતી નાગમતી નીચું જોઈ સખીની પાછળ પાછળ ચાલી ગઇ.

વાળો બન્ને સ્ત્રીઓનાં રૂદન અને વૈરાગ્નિ વચ્ચે આખો ને આખો શોષાઈ જતો હોય એમ પળવાર ઉભો રહ્યો. અને કપાળે હાથ મૂકી ભાંગેલ પગે એ પોતાના ગામ તરફ વળ્યો.

એની આંખમાંથી તેજ ઓસરી ગયાં. હૈયાનો ઉલ્લાસ થાળે પડી ગયો ને ચેતન તથા સ્ફૂર્તિ બીલકુલ રહ્યાં નહિ. શરમ, ગ્લાની અને નામોશીના હલ્લાએ વાળાના અંગેઅંગને હચમચાવી નાખ્યું. જુવાન વાળો અકાળે વૃદ્ધત્વ પામેલા કોઇ ચિંતાતુર માનવી જેવો બની ગયો.

એનું એક એક ડગલું કોઇ ઉંડા-ગહન વિચારકૂપમાં એને ખેંચી જતું. એણે પાળે ચઢી ગામ તરફ નજર નાખી. પાછું વાળી જોયું, ફરી નેસ તરફ દષ્ટિપાત કર્યો ને બે બાજુએ દોડી જતી સ્ત્રીઓ એના હૈયાને ખેંચીને તોડી નાખતી એને દેખાઈ. રસ્તે જતા આવતા માણસો એક જ વાત બોલવા લાગ્યા: ' વાળાનું પાપ ફૂટયું. '

વાયે ચઢેલી વાત એક કાનેથી બીજે કાને થઇ ઝપાટાબેર ચોમેર પ્રસરી ગઈ. ગુલાબની સુગંધના કરતાં ડુંગળીની બદબો પવનની પાંખે વહેલી ફેલાઇ જાય છે. વાળાના ગામમાં ઘરે ઘરે એક જ વાત થતી. ને આખાયે નેસની આયરાણીઓ નાગમતી સામે જોઇ મ્હોં મચકોડતી ને પીઠ પાછળ ધીમું ધીમું હસી, લટકા કરી કહેતી : "નાગને રાણી થવાના કોડ જાગ્યા છે. આયર એથી શે ભૂંડો છે ? "

આ સાંભળતાં નાગમતીનું હૈયું ચીરાઇ જતું. એકેક શબ્દ એના કાળજાને કારી ઘા સમાન લાગતો.

ભેડાએ પોતાના ઘરની નિંદા સાંભળી. એને આપઘાત કરવાનું મન થયું. લાજાળુ માનવી નિંદા કે અપમાન સહન કરીને જીવવા કરતાં મૃત્યુને વધારે પ્રિય સમજે છે. એને આવું નામોશીભર્યું જીવન જીવવા કરતાં આ લોકને તજી જવામાં ડહાપણુ લાગ્યું. એના હૈયામાંથી દુ:ખની ઉંડી હાય નીકળી ગઇ : "વાડે ચીભડું ગળ્યું !"

પાસે બેઠેલા સોબતીઓના હાથ ડાંગ ઉપર ગયા. "ખામોશ !" એક જ ધ્વની ઉઠયો. સહુ ચોંકયા. અને જુએ તો ભેડો કોઈ મહા ભયંકર ઝંઝાવાતે ચઢેલા સોબતીઓને વારતો હતો.

વાત સાંભળી ઉશ્કેરાઇ ગયેલા આયર જુવાનો હાથમાં ડાંગો લઈ 'મારો-મારો ' ના પોકારો કરતા ધસ્યા આવતા હતા. પોતાના નેસની આબરૂ ખાતર મરી ફીટવા તલસી રહેલા એ જુવાનોનાં લોહી ઉછળી હાલ્યાં હતાં.

ભેડાએ ગંગાવાતે ચડેલા એ ટોળાની પાછળ ભયંકર સત્યાનાસ વાળી નાખે એવી યુદ્ધની લોહીતરસી હબ્શી જીભો હોઠ ચાટતી જોઈ. પોતાની ખાતર સેંકડો યુવાનોનાં જીવન જોખમાવવાનું એને ગમ્યું નહિ. એના મગજમાં ઝપાટાબંધ વિચાર દોડી આવ્યો ને એણે હાકલ મારી. એ ઉશ્કેરાયેલા ટોળાને સ્થંભાવી ઠંડું પાડ્યું.

તપેલા લોઢા ઉપર પાણી પડતાં એને વધારે પાણી મળે, એમ પોતાની પાસે બેઠેલા સોબતીઓ પણ વધારે છંછેડાયા. મહા મુશીબતે ભેડાએ સહુને ઠંડા પાડયા, ને અહીંથી દેશ તરફ વિદાય થવાનો નિર્ણય કરી સહુ વીખેરાયા.



## પ્રકરણ ૮ મું.

### વિદાય.

"બેન! બેન! વાળો જાય!" પાસે બેઠેલી બહેનપણીએ દુકાનની આડે લટકતો પડદો ઉંચો કરી બજારમાં ઘોડે બેસીને ચાલ્યા જતા વાળા તરફ આંગળી ચીંધી.

થાનેં થાન ઉખેળીને ફેંકતો વેપારી તાકી રહ્યો ને નાગમતી, એ જોવાનું પડતું મુકી ઓટલે આવી. વાણીઓ બબડયો, "બાપુની પાછળ આટલી બધી ઘેલી થાય છે તો ક્યાંઇક એની પાછળ ચાલી નીકળે નહિ!"

ગમગીન ચહેરે નીચું જોઈને આગળ વધ્યે જતા વાળાનું ધ્યાન ખેંચાય તે પહેલાં વાદળમાંથી વીજ ઝબુકે, અથવા ચાંદલીઓ વાદળાં પછવાડેથી ડોકીયું કરે એમ પડદા પાછળથી નાગમતી ઓટલે આવી અને તેને જોતાં વાળો પણ સ્થંભી ગયો. એણે પોતાના ઘોડાને દુકાન પાસે આણ્યો.

કાઠીઆવાડને આંગણેથી પોતાની પ્યારી જન્મભૂમિ કાનમેર તરફ ઉપડવાની આયરોની તૈયારીઓ ચાલી રહી

હતી અને છેલ્લે છેલ્લે હીસાબ કરી લેવા, કેટલીક વસ્તુઓ ખરીદી લેવા અને સરસામાન બાંધવા માટે એક દિવસ સહુ રોકાયા. અને સમીયાણાની બજારમાં આખો નેસ ઉમટયો. તે સાથે નાગમતી પણ બને તો પોતાના પ્રેમીને મળી લેવા, છેલ્લી વખત જોઈ લેવા, કપડાં ખરીદવાને બ્હાને સમીયાણામાં આવી. એનું ચિત્ત ખરીદીમાં ન હતું. એનું જીગર તો એક જ ધબકારા કરતું, એને એક જ રટણ ચાલતું–"વાળો! વાળો!"

પોતાની બહેનપણીને સાથે લઇ સંગાથથી જુદી પડીને એ એક કાપડીઆની દુકાને વાળાને નીકળવાની રાહ જોતી હતી. કોઇની દુકાને બાઇમાણસથી અમસ્થાં બેસાય નહિ તેથી કાપડ ખરીદવાને બીપે થાનના થાન ઉખેળાવીને નાગમતી વખત કહાડતી હતી; અને આ રીતે વહાલાની વાટ જોતી નાગમતી વિષે કોઈને ગંધ સરખી પણ ન આવે. સ્ત્રીઓની આ ઉસ્તાદી નાગમતી બરાબર સમજતી હતી.

વાળો તરતજ દુકાનમાં ગયો અને વાળાને જોતાં રામરામ કરી વાળા માટે બીજાં થાન લેવા વેપારી બહાર ગયો. વેપારીની દુકાન થોડાક વખત માટે પ્રેમીઓનું એકાંત સ્થાન થઇ પડ્યું.

"નાગ! તારા જેવી ચોરને શી શિક્ષા કરવી ?"

"મેં ચોરી કરી જ નથી, ઉલટી હું જ લુંટાઇ છું. ચોર કોટવાળને દંડે એવો ઉલટો ન્યાય કાં કરો ?"

પળભર બન્ને સ્તબ્ધ બની ગયાં. ધડકતા હૃદયના ઉંડા નીસાસા એક બીજાની આંખોમાં ચીંતાના અંગારા બેરતા.

"કાલે સવારે ઉપડશું." કહી નાગમતી ઢળી પડી. પણ તેની સખીએ પવન નાખી એને તરત જ સાવધ કરી લીધી. પ્રિયવિયોગની વેદના એ કોઇ એવો કારી ઘા છે કે આણસ મૃત્યુ કરતાં વધારે દુઃખ તે અવસ્થામાં અનુભવે છે. વર્ષાથી પોસાયેલ છોડ ઉનાળે ચીમળાઇ જાય એમ પ્રેમથી સીંચેલું દીલ વીરહમાં બળીને ભસ્મ થઈ જાય છે.

નાગમતી બોલી :

"અમે પરદેશી પાન, વાનાં વાતોડેલ આવીઆં;
કોણેય દીધાં ન માન, પાદરથી પાછાં વળ્યાં."

વાળો ચમકયો. એની નજર સમીપે આણલદે આવી ઉભી રહી. નાગમતીનો દુહો સાંભળતાં કાળજું કોરાઇ જવા લાગ્યું. એક તરફ પ્રેમી સ્રીનું મન દુઃભાય છે, બીજી તરફ વડીલોની મર્યાદા એના અંતઃકરણ ઉપર જીવતી જાગતી ચોકી જેવી વીંટળાઈને ઉભી છે.

નાગમતી દુઃખી દીલથી બોલી :

"અમે આવેલ ઉલે દેશ, કો ગંજે ગમ્યો નહિ;
નાગડા! તારે નેસ, મનડે માળો ઘાલીઓ."

ત્યારે વાળે ભરાયેલ ડુમો સમાવી દીલનો ઉભરો કાઢયો :

"અમે નથી એકલા, બહોળો અમ પરીવાર;
ઘેર આણલદે નાર, નાગમતી! નાની ઘણી."

નાગમતી! હજુ તો તું નાનું બાળક છે, એટલે લગ્ન જેવા ગંભીર વિષયમાં તારા પિતાની સંમતી લેવી જોઇએ ને? વળી હું આજે ને આજે તને મારા મહેલમાં લઇ જઇ શકું પણ નહિ. કેમકે વડીલોની મર્યાદા સાચવવી જ જોઇએ ને?

નાગમતીએ લલાટે હાથ મૂકી નસીબને દોષ આપતી હોય એમ ઉંડો નીસાસો મૂક્યો એનું ચિત્ત ભૂમિમાં જડાઈ ગયું હતું

"નાની ? હું નાની નથી મારી ઉંમર ભલે નાની દેખાય પણ બુદ્ધિમા હું નાની નથી ઉંમર કે જાતી સાથે બુદ્ધિનો સબધ હોતો નથી એક દિવસ એવો પણ આવશે કે જ્યારે મારી બુદ્ધિની તમને ખાત્રી થશે"

વાળો નીચુ જોઈ ગયો. 'કાલે જવાબ આપીશ' કહી એ ત્યાથી ચાલતો થયો. જ્યા સુધી છેલ્લી નજર ન ખાય ત્યા સુધી મીટ માડી નાગમતી એને જતો જોઈ રહી ભારે હૈયે અને રૂધાતે શ્વાસે સાજે નેસમા એ પાછી આવી ત્યારે મળવાનો વાળાએ આપેલ વાયદો એને ઉત્સુક બનાવી રહ્યો હતો

આખો નેસ રાતભર તૈયારીઓની તડામારમાં હતો ત્યારે નાગમતી જાણે પોતાને કચ્છમાં હવે જવું જ નથી એમ માની વાળાની મધુલાળે ટાપી રહી હતી.

ઉષાના આગમને નીશાદેવીએ પહેરેલ શોણીઓ સાળુ ઉતાર્યો અરણુ સારથીની રાહ જોતી, પ્રાચી દિશામાં નક્ષેમડળે સાથીઆ પૂરી રગબેરગી ઓઢણી ઓઢીને ઉષા બહાર આવે તે પહેલા આખોએ નેસ માતૃભૂમિની ગોદમાં પોતાના દેશ તરફ જવા ઉપડયો આખી રાતનો ઉજાગરો કરીને નાગમતી લાબી નજરે માર્ગ તરફ તાકી રહી, પણ કોઈ આવતુ દેખાયુ નહિ એની રહીસહી આશાની ઇમારત એકદમ ભાગીને ભૂકો થઈ જતી એને લાગી સાથોસાથ એની જીવનઈમારત પણ તૂટી પડતી એને દેખાઈ

આખો નેસ સ્વદેશના માર્ગે ચઢ્યો ત્યારે નાગમતીના ચ્હેરા ઉપર ગમગીનીના ઓઘ નીતરતા હતા.

તળાવની પાળ પાસે આવતાં સ્મૃતિઓ તાજી થઈ અને કાળજું કોરાઈ જવા લાગ્યું. આ તળાવ, આ વૃક્ષ, આ વાવ: બધાં જાણે અત્યારે એને શીખામણ આપતાં હોય એમ એની દૃષ્ટિ સામે ઉભેલાં લાગ્યાં. એક જ વસ્તુની ઉણપ લાગી. 'વાળો અત્યારે હોત તો?'

સીમાડાની હદ ઓળંગતાં નાગમતી એ છેલ્લી રહીસહી આશા પણ મૂકી. એની આંખોમાંથી શ્રાવણ–ભાદરવો વહી ચાલ્યો.

"જાતાનાં જુવાર, વળતાનાં વળામણાં;
વાળા! બીજી વાર, અવાશે તો અમે આવશું.

આમ બોલતી પાસે બેઠેલી સખીના ખોળામાં એ ભાન ભૂલીને ઢળી પડી.

* * *

આખી રાત પલંગમાં પડ્યા પડ્યા વાળો વિચારના વમળે ચઢ્યો. ઘડીમાં નાગમતી નજરે આવતાં એની સાથે ચાલ્યા જવાનો મનસુબો કરતો તો ઘરનાં માબાપનો વિયોગ અંતરમાં ખૂંચતો વહાલી આણલદે એને આંખના પાટા જેવી અત્યારે લાગવા માંડી ને આખી રાત જાગી જાગીને કુકડે નેકી પોકારી તે વખતે એની આંખ મળી ગઈ.

છાશું પીતી વખતે નાગવાળાને ન જોતાં ઘમ્મરવાળાએ પૂછ્યું, "નાગ ક્યાં?"

માણસો દોડ્યા, વાળાને જગાડ્યા. "બાપુ યાદ કરે છે."

વાળો નીચે આવ્યો. એના ચ્હેરા ઉપર ગમગીનીની છાંય તરવરતી. વૃદ્ધ અને અનુભવી રાજવિ પુત્રનું ચિંતાતુર મુખ જોઈ અડધો થઇ ગયો. પણ યુવાન કુમારે વાત રોળી ટોળી નાખી અને સહુ આઘું પાછું થતાં એકદમ નાગમતીના નેસ તરફ ઉપડયો.

ગોકળીયા પેઠે કીલ્લોલતો નેસ સાવ ઉજડ બની ગયો હતો.

નહિ વલોણું વાસમાં, નહિ પરભાતી રાગ;
નાગમતીના નેસમાં, કાળા ઉડે કાગ.

એના પગ થંભી ગયા. એણે ચોમેર નજર ફેંકી પણ કોઈ માણસો દેખાયાં નહિ. એ આગળ વધ્યો. નેસના ખૂંટા ખોડેલા જોતાં એના હૈયામાં વલોવાટ ઉભો થયો. 'ક્યાં ગયાં હશે?'

ઢોરના પગરવે કેડી પડેલી જોઈ. એને કાંઈક હિંમત આવી અને એ નીશાનીએ પગેરૂં લઈએ ચાલી નીકળ્યો. સીમાડા ઉપર જતાં જતાં એણે દૂર દૂર ધૂળની ડમરી ઉડતી જોઇ. એના હૈયામાં વેગ આવ્યો. ઘોડાને એડી મારી ને એ પ્રાણી પોતાની માલીકની ઈચ્છા પાંમી ગયો હોય એમ પાંખાળો બની ઉડયો. પૂરપાટ દોડયા આવતા ઘોડાના ડાબડાના અવાજ સાંભળી નાગમતીની સખીએ અસુખમાં સુતેલી નાગમતીના કાન પાસે મ્હોં લઇ જઈ મંત્ર ફૂંકયો, "ઉઠ, વાળો આવ્યો."

ખરેખર એ મંત્ર જ હતો. નાગમતી સફાળી બેઠી થઇ ગઈ. પોતાના ગાડાને જાણી જોઈને ધીમું પડાવી સહુને પાછળ રખાવ્યું. જોતજોતામાં વાળો નજીક પહોંચી ગયો.

સમીયાણું ને સરધાર, છોડીને ચાલ્યા જવું;
વળીને બીજી વાર, ક્યારે નીરખશું વાળા નાગને ?

પણ વાળો એનું હરણ કરીને એને લઇ જાય એવું એકે ચિન્હ દેખાયું નહિ એટલે ઉલટી એ વધારે નીરાશ બની ગઈ. હાલવાતો દીવો છેલ્લું તેજ ફેંકી જાય એમ વાળાનો પ્રેમ ચીમળાઈ જતો દેખાયો. વાળે દીલાસો દીધો:

" તને મળ્યા મોર, આનંદથી ઉંઘીસ નહિ;
ચિત્તડાં લીધાં ચોર, મળીશ માસ એકમાં. "

પણ નાગમતીને એથી સંતોષ થયો નહિ. એનું છેદાઇ જતું પ્રેમવૃક્ષ વાળાનાં વચનોથી પ્રફુલ્લિત થયું નહિ. વાળે જોયું કે નાગ તદ્દન ચેતનહીન થતી જાય છે એટલે એણે કોલ આપ્યો :

" વાયદો વગ્સ અરધનો, માસ એકે મળીશ;
પ્રીતથી પરણીશ, દુઃખ વેઠીને દોયલા "

"કોલ?" હર્ષમાં આવી નાગ બોલી.

" બાપદાદાના બોલથી–

આવીશ તારે આંગણે, છ મહીનાની માંય;
જીભ દીધી જો જાય, માને મૂવો નાગડો "

ને નાગ ગાડામાંથી ઉતરી કોઈ જૂએ તે પહેલાં વાળાના હાથમાં હાથ મૂકી–તેનો કોલ લઈ–પાછી ગાડામાં ચઢી ગઈ.

વાળો ભાંગેલ પગે ત્યાં જ થંભી ગયો. પોતાના હૈયાને નાગમતી પાછળ પાછળ સરી જતું એણે અનુભવ્યું. ધૂળની ડમરી ઉડતી દેખાણી ત્યાં સુધી એ ક્ષિતિજમાં તાકી રહ્યો.

નાગમતી ગાડામાં આંસુ સારતી સખીના ખોળામાં પડી રહી.



## પ્રકરણ નવમું.

## સાથીપણું.

કાળાં ડીબાંગ જેવાં વાદળાંથી આકાશ છવાયેલું હતું. ચોમેર ઝીણાં ઝીણાં તમરાંનો ગણગણાટ સંગીતના સૂર પેઠે તાલબદ્ધ સંભળાતો હતો. સર્વત્ર જળજંપી ગયું હતું તેવે વખતે રાજમહેલની અંદર નાગવાળો પથારીમાં પડયો પડયો તરફડતો હતો. નિદ્રા એની વેરણ બની હતી. ઘડીપળે નાગમતીની આછી છબી નજર સામે આવતી અને જાણે એને જલદી બોલાવતી હોય એવો એને ભાસ થતો.

ક્યાં કચ્છ અને ક્યાં સમીયાણું ? એનો દેહ અહીં હતો, હૈયું દૂર દૂર ભટકતું હતું. એને ચીંતારૂપી દીડા કોરી ખાવા લાગ્યો હતો. રાજકાજમાંથી દીલ ઉઠી ગયું હતું. વૈભવ અને મોજશોખ ઝેર જેવા લાગવા લાગ્યા. આણલદે હવે એને મન એક સાલ જેવી થઈ પડી હતી. એના હૃદય ઉપર પરભવની કોઈ અધુરી રહેલી પ્રીત ને સંબધે ખેંચાઇ આવી નાગમતી પોતાના પ્રેમની જાળ પાથરી ગઇ હતી, અને વાળો એ જાળમાં જકડાઇ ગયો હતો. એ જાળ ક્ષણિક

નહતી પણ તાણાવાણો વણેલા અંબરપટ જેવી વિશાળ અને લોહ જેવી મજબૂત હતી. જળ અને મચ્છના જેવો અપાર્થિવ સંબંધ થયો હતો.

વાળાનું શરીર ઘસાતું ચાલ્યું. એ સૂકાઇને સુકો બની ગયો. વૃદ્ધ પિતાને ચિંતા થવા લાગી. એમણે ધીમેથી પૂછયું, "કુમાર! તારા જેવા ડાહ્યા અને બુદ્ધિશાળીએ તો શરીરની સંભાળ પહેલી લેવી જોઇએ. કોઇ સારા રાજવૈદને શરીર બતાવી દવા લેવી જોઇએ. આ તારૂં શરીર તો જો! તું કેટલો બધો દુબળો પડી ગયો છે?"

વાળે નીચું જોયું. તેણે વિચાર્યું, શારીરિક દર્દને દવા હોય, પણ માનસિક દર્દ માટે દવા શી?

"બાપુ! મને હમણાં અહીં નથી ગમતું. થોડા દિવસ ફરવા જવાની ઈચ્છા થઈ છે."

વૃદ્ધ ચિંતાતુર બની ગયો. આંખની કીકી જેવો, આંધળાની આંખ જેવો, પોતાનો એકનો એક પુત્ર બહાર જાય અને તેને કાંઈ થાય, આંખ માથું દુઃખે, તો પછી પોતાનું શું? ઘરે નાનકડી પુત્રવધુ ઝુરે એ શે જોવાય? વળી પૌત્ર હોત તો તેને રમાડીને પણ આંખ ઠારત. એ વિચારે વૃદ્ધ રાજવિ લેવાઇ ગયા ને કહ્યું:

"ચેર્યાં ઘણપડે, વળી બીજું મળે ન બાળકું;
એકલડી આણલદે, છોડી જવું છાજે નહિ."

"બાપુ! મારી ચિંતા ન કરો. હું વ્હેલો વ્હેલો પાછો આવી જઇશ. દીકરા તો દેશાવર ભલા. વળી દેશાટનથી મને ઘણું જાણવાનું અને શીખવાનું પણ મળશે."

પુત્રના આગ્રહથી વૃદ્ધે ન છુટકે રજા આપી અને પોતાના હૃદયના આકર્ષણે ને ઉછળતે હૈયે એ કચ્છને માર્ગે પડયો.

કાઠીઆવાડના ડુંગરાળ પ્રદેશને ખૂંદતો અને ગામોગામ કચ્છીઓના મેલાણની ખબર પૂછતો એ આગળ ને આગળ વધવા લાગ્યો. કોઇ ઠેકાણેથી પાકો પત્તો મળતો નહિ. રસ્તે જતું કોઇ વાછરૂં કે પાડું જૂએ તો નાગમતીના કાફલાનું ગણી એને પંપાળે, એને ખડપાણી ભેગું કરે ને જાણે નાગમતી કાંઇ સંદેશ કહી ગઇ હોય એમ એને પૂછે. આવતા જતા લોકો એને ગાંડો ધારી પાંસરો જવાબ પણ આપતા નહિ. કોઇ ગામના ગોંદરે માંદણું હોય ત્યાં ભાંભળું પાણી પીતાં નાગમતીની ભેંસો એમાં પડેલી હોવાનું અનુમાન કરે. આ રીતે તે નાગમતી પાછળ આથડતો આથડતો મચ્છુકાંઠામાં આવી ચડયો. નાગમતીની ખરી ભાળ કોઇએ બતાવી નહિ. પણ પોતાની અટકળ ઉપર મદાર બાંધી એ આગળ ને આગળ વધતો ગયો. કચ્છને સીમાડે જતાં વાગડની ભૂમિ ઉપર પગ મૂકયો ને એણે રોમાંચ અનુભવ્યા. નાગમતીની પાછળ નીકળેલ વાળો દેહનાં ભાન ભૂલી, ગોળની ગંધે ગંધે કીડી જાય એમ પગલાંની નીશાનીએ પગેરૂં કાઢતો સારો સોરઠ વીંધી કચ્છભૂમિમાં આવી ચડયો ને પૂછતાં એને ખબર મળી કે નાગમતી તો કોનમેરના ભેડાની દીકરી, કોનમેરમાં જ રહે છે. વાળે મલકાતે મોઢે કોનમેરની વાટ લીધી.

નાનુશું ગામડું, પાદરમાં લીલી વનરાજીથી કીલ્લોલ કરી રહ્યું હતું. બાંધેલ કુવેથી રંગબેરંગી કપડાં પહેરેલી સ્ત્રીઓનાં ટોળેટોળાં પાણી ભરતાં હતાં. ચોમેરની શીમમાંથી

આવતાં ઢોરની ચાલથી ધૂળની ડમરી ચઢી હતી. તેવે વખતે વાળે આવીને કુવાને કાંઠે ઘોડું ઉભું રાખ્યું અને પાસેની હવાડીમાંથી ઘોડાને પાણી પાઇ, ઝાડ તળે વિસામો ખાવા ઘોડાની દળી પાથરીને તે ઉપર બેઠો.

આવતી જતી સ્ત્રીઓ એની તરફ જોઇ રહેતી. કાન્તીવાળો જુવાન આથમતા સૂર્યની લાંબી કીરણાવલિઓમાં સ્નાન કરતો આડે પડખે પડયો પડયો જતી આવતી સ્ત્રીઓને નીરખી રહ્યો હતો. પણ નાગમતીને ન જોતાં એ નીરાશ થઈ જતો. શરમનો માર્યો કોઇને પૂછી પણ શકતો નહિ.

સૂર્યનારાયણ વિશ્રાંતી લેવા ઉતરી ગયા. અને ગામમાંથી કુતરાના ભસવાનો અવાજ, આહીરોનાં ઢોરનું ગાંગરવું, બરાડવું અને માણસોનો કોળાહળ-મિશ્ર થઇને સંગીતની ધૂન મચાવી રહ્યાં હોય એમ લાગતું. સંધ્યા શોકની સોડી પહેરી ચાલી ગઈ અને અંધારાનાં પૂર ચોમેરથી ધસી આવી કફન પેઠે વીંટળાઈ વળ્યાં.

વાળો ઉઠયો. ઘોડાને દોરી એ ઝાંપે આવ્યો અને પાસે જ નાનકડી વાણીયાની દુકાન હતી, ત્યાં ટમટમતા ઝાંખા દીવાને અજવાળે બેસી નાસ્તો કર્યો.

"ભાઈ, આ કયું ગામ?"

"કાનમેર."

"કાનસુવા ભેડા આ ગામમાં રહે છે?"

"અરે, એ તો અમારા માલીક!"

એટલામાં ગામનો એક જુવાન સામે ઓટલે બેઠો હતો તે આગળ આવ્યો અને પૂછયું, "કયાં રહેવું?"

"રહેવું તો ભાઈ ઘણે દૂર. કાઠીયાવાડમાં."

"ક્યાં જવું છે?"

"પેટ ભરવા. કોઈને ત્યાં સાથી રહેશું ને સુખે દુ:ખે દિવસ ગાળશું."

"કોને સાથી રહેવું છે?" પાછળથી આવતા એક જુવાને પૂછ્યું.

"આ બેઠા એને." કહી દુકાનદારે વાળાને બતાવ્યા.

વાળો મુસાફરીના થાક અને રસ્તાનો ટાઢ તડકો ખાઈ ખાઈને દેખાવમાં તદ્દન ફેરવાઈ ગયો હતો. છતાંય એના ચ્હેરા ઉપરની કાન્તિ ઓછી થઈ ન હતી. હંમેશ થતી ચિંતાઓ અને નાગમતીના વિરહને લીધે તેનો દેહ ગળીને દુબળો બની ગયો હતો. વળી કાળાં મશ જેવાં વસ્રો અને વેશપલટો કરેલ હોવાથી વાળાને કોઈ ઓળખી શકયું ન હતું.

પેલા જુવાન સાથે વાળો સાથી રહેવા ભેડાની ડેલીએ ગયો. આંગણામાં પેસતાં જ ડેલીના ગડારામાં ભેડો બેઠા બેઠા હુક્કો ગગડાવતા હતા. તેને જોતાંજ વાળાને રોમાંચ ઉભા થયા. હૈયામાં સ્નેહ ઉભરાયો. પણ પોતાની જાત કળાઈ ન જાય, ને પોતે આ પેંતરો રચ્યો છે તે ઉઘાડો પડી ન જાય એટલા માટે એણે ઘણી સાવચેતી વાપરીને પોતાની જાતને સ્વસ્થ બનાવી લીધી.

"બાપુ! આ જુવાન કોઇ પરદેશી છે, એને સાથી રહેવું છે."

ભેડાએ જુવાન સામે તાકી તાકીને જોયું. એને ચ્હેરો પરિચિત લાગ્યો, પણ બરાબર ઓળખી શક્યો નહિ. 'વાળો

આવા વેશે !' એ પ્રશ્ન એને ઉપડયો પણ ' એ હોય નહિ ' એમ માની મનનો ભ્રમ કાઢી નાખી એણે આગળ ચલાવ્યું.

" ક્યાંથી આવો છો ? "

" પાંચાળમાંથી. "

" સાથી રહેવું છે ? "

માથું ધુણાવી વાળાએ હા કહી.

એના જેવો સુકોમળ દેખાતો આદમી ખેતી કેમ કરી શકશે ? બીજું કામકાજ થશે કે કેમ, એ પ્રશ્નો એની સામે તરવરવા લાગ્યા. પણ નાગમતી માટે મરી ફીટવા તૈયાર થઈ આવેલો યુવાન પાછો કેમ હઠે ? એણે હા કહી, ને સાથીપણું કબુલ કરી વાળો ભેડાનાં ખેતર ખેડવા સાથી રહ્યો.

વાળો ગડારામાં ગોદડી નાખી સૂઈ રહ્યો. એની દર્શનાતુર આંખો આખી રાત કોઈની રાહ જોતી તાકી રહી. રાત બધી ઉદાબેગુ જેવો વાળો પાસા ઘસડતે જાગતોજ પડયો રહ્યો.

વલોણાં શરૂ થયાં. ગોળીમાં ઘુમરી ખાઈને ફરતી છાશનો રવ, નેતરાં ખેંચતી સ્ત્રીઓનો હિંદોળ અને માણસોના પગરવના અવાજે વાળો શીકાર ઉપર ટાંપીને બેસે એમ નાગમતીના દર્શન કરવા, એને ખબર આપવા, ટાંપી રહ્યો હતો. આજે એક મહીનાની અવધ પુરી થતી હતી. વહેલામાં વહેલા મહીને મળવાની શરત પાળવા એ ઉતાવળો થઈ રહ્યો હતો.

પણ નાગમતી એની નજરે પડી નહિ. નાગમતી નજરે ન પડે ત્યાં સુધી ખાવું પણ નહિ એવા દૃઢ નિશ્ચયથી વાળો દિવસ ઉગતાં હળ લઈને ખેતર ખેડવા ચાલ્યો ગયો.

સૂર્યનારાયણ માથે આવ્યા ને ચોમેરથી વાતી લુની ઉની જવાળા કાનસોરી બાળી નાખતી હતી. વાળો મોંઢે બુકાની બાંધી બળદનાં પૂંછડાં આંબળતો હતો. એને ભૂખ લાગી હતી પણ તેનું ભાન રહ્યું ન હતું.એવામાં પછવાડેથી આવતી ભથવારીએ ખૂમ મારી.

"એ....આ ભાત...."

વાળે પાછું વાળી જોયું અને એને ઓળખી. એ તો નાગમતીની સહીયર !

વાળો એને બોલાવે તે પહેલાં તો એ પીઠ ફેરવીને ચાલતી થઈ ગઈ. સામે પવને વાળાનો સાદ એ સાંભળી શકી નહિ. બાઘેલા જેવો વાળો નાગમતીના પ્રેમમાં સંદેહ લાવતો એની પીઠ પાછળ તાકી રહ્યો.



## પ્રકરણ દસમું.

---

### સંકેત.

---

ત્રણ ત્રણ દિવસથી ભાત પાછું આવતું જોઈ ઘરનાં માણસો વિચારમાં પડયાં. "આ તે સાથી કેવો ખાધા વગર જ કામ કર્યા કરે છે? કોઈ ભૂત પલીત તો નથી? કોઈ પણ જાતની નવીનતા માણસોને કુતુહળ પેદા કરે છે, ને એ જાણવા સહુ ઉંચા નીચા થયા કરે છે. આ નવો આવેલ સાથી કોણ અને કયાંથી આવ્યો છે, એની ઘરનાં માણસોને પણ ખબર ન હતી; કોઇ એને ઓળખી પણ શક્યું ન હતું. લાંબી મુસાફરી અને ત્રણ ત્રણ દિવસની લાંઘણોથી વાળાનાં રૂધીર શોષાઇ ગયાં હતાં, આંખો ઉંડી ઉતરી ગઈ હતી અને નર્યો દુકાળીઆ જેવો બની રહ્યો હતો. એના રહ્યાંસહ્યાં દેહસૌંદર્યમાંથી તેજ ઓસરી જતું હતું. ગૌરવર્ણે પોતાનું સૌંદર્ય વેડફી નાખી કાળાશ વહોરી હતી. નાગમતીના એક જ આશાતંતુ ઉપર જીવતો વાળો 'જીવતા મડા' જેવો બની રહ્યો હતો.

નાગમતી પણ આખો દિવસ ઉદ્વેગમાં રહ્યા કરતી.

હરઘડી વાળો એના હૃદયમંદિરે આવીને બેસતો અને એને મળવા તલસી રહેલી બાળા પણ દિવસો ગણી રહી હતી.

મહીનો પૂરો થયા પછી તો એણે દેહનું ભાન પણ મૂક્યું હતું. નવા સાથીની વાત સાંભળી એને કુતુહલ થયું. હૃદયમાં કોઈ અપાર્થિવ પડઘો પડયો: "રખેને વાળો હોય !"

એણે છાનાછાના આવીને બારણા પછવાડેથી જોયું. પરભવના પ્રેમીને નવા જન્મમાં ઓળખનાર આત્મા થોડા દિવસમાં ફેરવાઇ ગયેલા હૃદયને આકર્ષણ કર્યા વગર કેમ રહી શકે? જોતાં જ એના હૈયામાં ઉછાળો આવ્યો; પણ આવા ભર્યા–ભાદર્યા ઘરમાં એ ગુપ્ત વાત ફોડી શકાય નહિ એમ માની એણે એને મળવાનો રસ્તો ખોળી કાઢયો."

* * *

'રામ રામ ! રામ રામ !' કરતા મહેમાનોનાં ઘોડાં ડેલીએ આવીને ઉભાં રહ્યાં. ભેડો હરખભેર ઉઠયો અને આવનાર મહેમાનોને ભેટી છાતીસરસા ચાંપ્યા. હર્ષના આવેશમાંજ એની ખોટીએ ખોટી કંપી ઉઠી અને એણે પહેરેલ બંડીની કસો તડાતડ તંગ થઈ તૂટી ગઈ. પોરસમાં એની છાતી ગજગજ ફુલાતી હતી.

માણસોએ ઘોડાં લઇને થાનમાં બાંધ્યાં અને મહેમાનો ગડેરામાં પાથરેલ ગાદી ઉપર ગોઠવાયા. ગામના આયરો એક પછી એક આવીને ભરાયા ને નાગમતીના ઘરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો. નાગમતી આ વાતથી તદ્દન અજાણી હતી. ગામમાં ગોર જઇને કહી આવ્યો એટલે સ્ત્રીવૃંદ ઉભરાયું ને મંગળ ગીત ગવાવા લાગ્યાં. નાગમતી તો આ જોતાં આભી જ બની ગઈ. તેને થયું કે, આ શું?

એ સફાળી ઓસરીમાં આવી. બૈરાં મંગળ ગીતો ગાઇ રહ્યાં હતાં.

એકે આવી એનો હાથ ઝાલી એને સૌની વચ્ચે બેસારી ચાંદલો કર્યો ને એ સમજી ગઇ. પણ એટલા બધા માણસો વચ્ચે કાંઈ પણ બોલ્યા વગર ધુંવાકુંવા થતી એ ઘરમાં ચાલી ગઇ. એના હૃદય ઉપર સમાજનાં બંધનો જકડાઇ જતાં એણે જોયાં. ડુમો ભરાઈ આવ્યો અને એની આંખોમાંથી અશ્રુની ધાર ચાલી. એ બળતે જીગરે ને લથડતે પગે પોતાના ઓરડામાં જઈ, પોસ પોસ આંસુડે રડવા લાગી.

આવેલાં માણસોને ગોળ-ધાણા વહેંચાયાં. પોતાની જ્ઞાતિના ખાનદાન કુટુંબના એક યુવાન સાથે નાગમતીનો વિવાહ નક્કી થયો અને કેટલાય યુવાનોની આશાઓ ભાંગીને ભૂકો થઇ ગઈ. કેટલાય આતુર યુવકો હતાશ થઇ બયા.

સાહેલીઓમાં વાતો થવા લાગી : "અંતે તો નાતીલા સિવાય કયાં આરો હતો ?"

એકે જૂની વાત યાદ કરીને કહ્યું; "તે દિવસ નકામાં લોહી રેડાવત."

"ને કેટલીયને રખડતી-રઝળતી અનાથ બનાવત."

કેટલીક સ્ત્રીઓ અંદરો અંદર વાતો કરતીઃ "હજી તો જુઓને શું થાય છે તે !"

"થવાનું શું હતું ? પરણીને સાસરે જવાની. નાનું હોય ત્યાં સુધી એવું કરે. પરણ્યા પછી પાંસરી નેતર !"

"ઓલ્યો જોયો છે ? મારી મારીને હાંડાં જ ભાંગી નાખશે !" પોતાના પિયરનો ગર્વ લેતી એક આયરાણી

જાણે પોતાનું ગૌરવ બતાવતી હોય એમ બોલી. એણેય સમી-યાણાની ઉડતી વાતો પરંપરાએ સાંભળી હતી.

કાઠીયાવાડમાંથી પાછા આવ્યા પછી જલદી નાગમતીને સારે સ્થળે આપી દેવાની ભેડાની ઇચ્છા હતી અને કોઇ જાતનું વિઘ્ન આવે તે પહેલાં એણે સગપણની વાત ગુપચૂપ ચલાવીને જ્ઞાતિ રૂબરૂ વિવાહ જાહેર કરી દીધો.

આવું સારૂં ઘર અને સ્વરૂપવાન કન્યા મળવાથી વહેવા-ઇઓનાં મન પણ હરખ્યાં. આખા ગામમાં આજે આનંદ ઉલ્લાસ ફેલાયો હતો: ભેડાને ત્યાં આજે જ્ઞાતિભોજન હતું.

નાગમતી ગમગીન બની પોતાના ઓરડામાં બેઠી હતી. આજે નાગવાળાને ભાત આપવા જવાનો પોતાનો નિર્ણય એ પાર પાડી શકી નહિ.

એની સખી એના દુઃખમાં ભાગ લેતી, એને આશ્વાસન આપતી અને એની વિશ્વાસુ બની રહી હતી. હતી તો એને ત્યાં નોકર પણ બ્હેનપણી પેઠે જ રહેતી. ઘરમા બીજુ કોઇ નાનું મોટું નહિ એટલે નાગમતીને એની સાથે ઘણો જીવ મળ્યો હતો.

નાગમતીના થયેલા આ સગપણથી એને કોઇ અનિષ્ટ ભાવીના ભણકારા વાગ્યા તેને થયું કે નાગમતી આપઘાત કરશે તો ?

* * *

ચોમેર દેખાતા મૃગજળ વચ્ચે આશાતતુ ઉપર ઝુલતો યુવાન વાળો ખેતરમાં કામે વળગ્યો ને બે ચાર ઉથલ ફરી વળ્યો ત્યાં હંમેશના નિયમ મુજબ ભથવારીનો ટહુકો સાંભ-ળ્યો: “ લે ! આ ભાત. ”

આજે તો વાળે એ સાંભળતાં જ એની તરફ દોટ મૂકી. ભથવારી સમજી કે ભૂખના દુઃખથી કંટાળી આજે દોડતો આવ્યો છે તેથી એ ખાશે. એણે હોંશદેર ભાત છોડયું ને કંસારની તાંસળી આગળ ધરી. "લે, લે, જુવાન ! આજ તો તારે કંસારનાં પારણાં !......."

વાળો સામે જોઈ તાકી રહ્યો.

"નાગમતી બેનનું સગપણ કર્યું. મેમાન આવ્યા છે."

આશાભર્યા માનવી ઉપર ઓચીંતી વિજળી તૂટી પડે ને ઠીંગરાઈ જાય એમ વાળો ચક્કર ખાઇ ભોંય ઉપર ઢળી પડયો. સખી ગભરાઇ ગઇ. એણે પાસે પડેલા મોરીયામાંથી પાણી લઇને માથા ઉપર છાંટયું. વાળો બેભાન અવસ્થામાં બકવા લાગ્યો: "નાગ !.......નાગ !......."

દાસીને ખાત્રી થઇ કે આ નાગવાળો જ છે, એટલે એને બમણું દુઃખ થયું. ન કહેવા જેવા સમાચાર કહ્યા તે માટે એના અંતઃકરણને અત્યંત દુઃખ થયું. વાળાના ગાલ ઉપર ઉનાં આંસુડા ટપકયાં ને એણે ધીમેથી આંખ ઉઘાડી. 'નાગ !..............."

"...કાલે આવશે." કહી ભથવારી ખસી ગઇ.

"હેં !.......આવશે ?......."

"હા, આવશે."

વાળો સફાળો બેઠો થયો ને એકીટસે ભથવારી સામે તાકી રહ્યો. એના શબ્દે શબ્દમાં આકાંક્ષા હતી. આતુર કીકીઓ ને સતેજ કાન નવું જોવા ને જાણવા તલસી રહ્યાં હતાં. એણે ભાતને હાથ પણ લગાડ્યો નહિ.

"ખાવને ?" દાસીએ ભાત આગળ ધર્યું.

'નાગમતી મળ્યા પછી' કહી એ ઉઠી ગયો અને 'કાલે આવશે' કહી દાસી ચાલી ગઈ. વિવાહની વાત એણે ટોળીટૉળી નાખી. વાળો પણ સમજ્યો કે ભથવારી મશ્કરી કરી ગઈ. એટલે વાગેલા ઘાની અસર બહુ વખત રહી નહિ. જેમ ગમ્મતમાં મારેલ ધબ્બો કજીઓ નથી કરાવતો એમ એને આ મર્મનો ઘા દુઃખદાયક ન નીવડયો.

નાગમતી એક એકાંત ઓરડામાં રડી રડીને પારેવા જેવી લાલ આંખો કરી પડી હતી સખીએ આવી એને ઢંઢોળી. "ઉઠ ! ઉઠ ! પેલો તો તારી પાછળ મરવા પડયો છે."

"કોણ ?" કહેતે નાગમતીએ એને તરછોડી.

"તારો વાળો........"

"કયાં છે ?" કહેતી એ ઉઠી ને સખીને ગળે વળગી પડી.

"નથી કહેતી. તારે સાંભળવાની ગરજ નથી ત્યારે તે કહેવીની અમને શી પડી છે ?"

'ઓશીયાળું મોઢું' કરી નાગમતી દયા યાચતી હોય એમ એની સામે જોઇ રહી.

"જા....ખેતરમાં બીચારો ભૂખ્યો ને તરસ્યો મજુરી કરે છે ને પડી રહે છે. નથી ખાતો, નથી પીતો, ફક્ત તારૂં જ નામ લવી રહ્યો છે."

નાગમતીએ ઉંડો નીસાસો મૂકયો.

"તને મળ્યા વગર નહિ ખાવાની એણે પ્રતિજ્ઞા કરી છે."

"ત્યારે મારેય એને મળ્યા વગર નથી આવું." કહી એણે હીબકું ભર્યું.

ને સખીએ એને છાતીસરસી ચાંપી લીધી. "જો, બેન ગાંડાં કાઢમાં. કાલે તું ભાત લઇને મારી સાથે આવજે." કહી એણે એને સાન્ત્વન આપ્યું.

દુ:ખમા હીંમત આપનાર માણસ આપણને ખૂબ વહાલું લાગે છે. નાગમતીને સખી પોતાની સગી મોટી બ્હેન જેટલી હેતાળ અને પોતાની લાગતી.

નાગમતી કાલે વાળાને મળવાના વિચારમાં અનેક વિચારોની ઘટમાળમાં ગુંથાઇ ગઇ.

ઘરનાં માણસો મહેમાનોની કાઠીયાવાડી બરદાસના કાર્યમાં અટવાઇ ગયાં હતાં એટલે એમને નાગમતીની કે બીજા કશાની અત્યારે દરકાર નહતી. સાથીને ભાત મળે છે કે નહિ, એ ખાય છે કે નહિ, એ કશુંય જાણવાની કોઇ ને પડી ન હતી. નાગમતીની સખી સાંભાળ લેતી ન હોત તો જુવાન ભૂખ્યો ને તરસ્યો મરી જાત, તોપણ કોઇને એ સાંભરત નહિ. પગરણ માણસને ગાંડાતૂર બનાવી મૂકે છે.

બીજે દિવસે નાગ સખી સાથે ભાત લઇને ગઇ. એણે ઝાડના છાંયડે ભાત મૂક્યું ને વાળાને એકી ટસે નીહાળી રહી. વાળો રીસાયો હતો. આટઆટલા દિવસથી જેની પછવાડે ભૂખ્યો ને તરસ્યો એ આથડતો હતો તે નાગમતીને પોતાની કશી પડી નથી એમ ગણી એણે પ્રણયકલહ શરૂ કર્યો.

એક એક પળ નાગમતીને મન વર્ષોની જતી હતી. એના હૈયામાં ઉપડેલ ઝંઝાવાત એને સ્થિર થવા દેતો નહિ. એ દોડીને વાળાનાં પગ પાસે બેસી ગઇ. વાળે બળદની રાશ મૂકી દીધી ને પગ તરછોડયા. ગઇ કાલે તેની સખીએ વિવાહની કરેલી ખબર યાદ આવી, ને ભડભડ બળતા જીગરે એણે મહામુશીબતે ઉચ્ચાર્યું:

"હવે તો તું પારકી......."

"ભૂલે છે વાળા ! હું ભવોભવ વાળાની હતી, છું ને રહીશ પણ ખરી" કહી એણે ધ્રુસકું મૂકયું. વાળાનું હૃદય દ્રવી ગયું. એણે નાગને છાતી સરસી ચાંપી ને બન્ને ઝાડ તળે આવી પ્રેમગોષ્ઠીમાં અટવાઇ ગયાં.

* * *

આજે ઘણે દિવસે વાળે નાગમતીને હાથે કોળીયા લીધા. નાગના સગપણની વાત સાંભળી એને હૈયામાં ઝાળ ઉઠી હતી. એ પણ રાજબીજ હતો પોતાની સ્ત્રી થનારને એ તજી કેમ શકે ? એણે એનું હરણ કરવાની યુક્તિ વિચારી.

"નાગ ! અહીં હું હવે નહિ રહી શકુ. મારી સગી આંખે તારાં લગ્ન બીજા સાથે થાય એ મારાથી કેમ સહન થાય ?"

"વાળા ! આ ભવે એ વાત ભૂલી જજો. હું પરણીશ તો તમને અગર આપઘાત કરીને મરીશ. તમે આવા મર્દ થઇને શી નકામી વાતો કરો છો ? મને ઉપાડી જતાં તમને નથી આવડતું ? જો ડરશો તો હું આપઘાત કરીને મરીશ, એનું પાપ તમને !" ધરતીના પેટાળમાં ખદખદતો લાવા જ્વાળામુખી ફાટતાં બહાર ધસી આવે એમ સળગી ઉઠેલી નાગમતી કંપતા સ્વરે બોલી ઉઠી.

વાળાની નસે નસમાં શૂરવીરતા ભર્યું લોહી વહેતું હતું. એણે નાગનો હાથ પકડી આંખે લગાવ્યો ને ઉભો થતાં બોલ્યો: " પૂનમની રાત્રે શીવના મંદિરમાં બરાબર મધરાતે તારી વાટ જોઇશ. "

નાગમતી જાણે એ વાતની સંમતી આપતી હોય એમ મોઢું મલકાવતી ભાતોડીયું લઇને ચાલતી થઇ. જતાં જતાં એણે દેખાણું ત્યા સુધી તીરછી નજરે અનેક વખત વાળા તરફ જોયું.

આજે એના હૈયામાં કોઇ અકથ્ય આનંદ હતો. તેને લાગ્યું કે હવે પોત વાળાની થઇ શકશે. માણસ પોતાના મનની વાત પાર પડતાં સમગ્ર સંસારને ભૂલી જઇ સ્વર્ગના સુખમા ડુબકી મારે છે એમ નાગ આજે કીલ્લોલતી હતી. દૂર બેઠેલી સખાને સાથે લઇ એ ગામ તરફ ચાલી ગઇ.

વાળો સકેત પાર પાડવાના વિચારો કરતો હળ લઇને કામે વળગ્યો.



## પ્રકરણ ૧૧ મું.

### લગ્નનો ઉત્સાહ.

ઊંરી, બાખડ* ને બીલા, એ ત્રણને વિવાહ ભલા;
બળદ, બ્રાહ્મણ ને બાળક, એ ત્રણને વિવાહ કાળ.

"બાપુ ! પેલાને ઓળખ્યો ?" ચિંતાતુર ચહેરે આંખો લંબાવી એક આયરે કાનસુવા ભેડાના કાન પાસે મ્હોં લાવી ધીમેથી કહ્યું. રખેને દીવાલો એ વાત સાંભળી જાય એટલી એની વાત ગુપ્ત હતી.

"કોણ ?" કહેતો ભેડો તેની સામે તાકી રહ્યો.

"આ ઓલ્યો નવો સાથી !"

અતિ પ્રાચીન ભૂતકાળમાં ડોકીયું કરતો હોય એમ ભેડો બે ઘડી આંખો મીંચી ગયો. દુકાળ, કાઠીઆવાડ, સમીયાણું, ધમ્મરવાળો અને છેવટે નાગવાળો એની નજર સાંમે-જેમ ચિત્રો દોડાદોડી કરતાં હોય એમ-એક પછી એક આવ્યાં, દેખાયાં ને સરી ગયાં. પણ હાથમાંથી એકધારી

* બાખડ=ચાલતા શીખેલું બાળક.

સરી જતી માળાનો મેર આવતાં જેમ હાથ થંભી જાય એમ એ વહેતી વિચારમાળાનું મૂળ એણે પકડી પાડયું. વાળાનું મ્હોં, આંખ ને દેહ આંખ આગળ રમવા લાગ્યાં. "શું એ....?" હોઠોથી બોલાઈ જવાયું. એના હૈયામાંથી દર્દ ને દુઃખભરી આહ નીકળી. રૂંવે રૂંવે ક્રોધ ભભૂક્યો ને જાણે એ લાલચોળ બનેલા લોઢા ઉપર લુહાર સાણી નાખે ને છમ્ છમ્ થાય એમ તરતજ નાગમતી પાસે થઈને જતી દેખાઈ ને એના હૈયામાં છમ્....થયું. નાગમતીના વિચારે વાળો ઠીંગરાઈ ગયો.

અનેક વિચારો આવ્યા ને ગયા, પણ એ અક્ષરે બોલ્યો નહિ. સામો આવીને બેઠેલો માણસ ભેડાના મ્હેરા ઉપર થતા ફેરફાર જોઇ કંપતો, મલકાતો ને ઠરી જતો. પળે પળે ફેરફાર પામતી ભેડાની વિચારસૃષ્ટિની એનો મ્હેરો ચાડી ખાઈ સામા બેઠેલા માણસને એ બધું કહી દેતો હોય એમ પેલો અનુભવતો.

ગમગીનીમાં લીન થયેલા માણસને જે વાત ઘણી મુશ્કેલ લાગે અને એને ઉકેલ કરવા એ ચિંતામાં ને ચિંતામાં દેહને સુકવવા માંડે એવી કેટલીય વાતોનો તોડ બીજા માણસો પળવારમાં કાઢી લાવે છે.

સામે બેઠેલા માણસને આ ચૂપકીદી ભયંકર લાગી ને એણે હાથ જોડી કહ્યું, "બાપુ! એ તો ગયો....પણ...."

"પણ......." ભેડો લવ્યો.

"પણ આ તો હંમેશનું થયું. માટે જલદી નાગમતીને...."

"શું ?" કહેતા ભેડાની આંખો ખેંચાણી.

"લગ્ન...." કહેતો પેલો માણસ ભેડાની આંખમાં કાંઈક જોઈ રહ્યો ને આગળ બોલી શકયો નહિ.

ખોવાયેલ રમકડું નજરે ચઢતાં જેમ બાળકને આનંદ થાય ને દોડીને એ ઉપાડી લે એમ ભેડાના હૈયા ઉપરથી હજારો મણનો લદાયેલો પત્થર સરી પડતો હોય એમ એને લાગ્યું અને એણે તરતજ એ શબ્દ પકડી લીધો—"લગ્ન.."

એ વાત એને ટાઢા પાણીએ ખસ જાય ને માથેથી ચિંતા ટળે એવી ચોખ્ખા સોના જેવી લાગી. વિનાવિલંબે નાગના લગ્નની તૈયારી કરવાનો ભેડે નિશ્ચય કર્યો.

જે વાતની ચીનગારી હૈયામાં જળતી પડી હોય તે વાતના અનેક તર્કવિતર્કો માણસને થયા કરે છે. પછી તો એની શંકાશીલ આંખો નાગમતીના પગલે પગલે પાછળ સંચરતી. એની વાત થતી સાંભળવા કાન સરવા બનતા ને એણે અનેક વાતોની કડીઓ સાંકળી. છેવટે એને વાતના મંકોડા બેસી ગયા. નાગવાળો સાથી રહીને પોતાની પુત્રીનું મન ડગાવી ગયો અને વધુ રહ્યો હોત તો ઉપાડી જાત એમ એને લાગ્યું. એણે નાગમતીની વધારે દેખરેખ રાખવા માંડી. નાગને એકલાં ઘરની બહાર જવા આવવાનું બંધ થયું ને એની ઉપર જીવતી ચોકી મુકાઈ ગઈ.

નાગમતીને પહેલાં તો કાંઈ ખબર પડી નહિ પણ ધીમે ધીમે એના સમજવામાં આવી ગયું કે બહાર વાતની જાણ પડી છે, અને તેને લીધે જ બધી ધમાલ થઈ રહી છે.

બાપની અમીઝરતી આંખમાંથી હેત નીતરતું અટકી ગયું હોય એમ સુક્કી અને ફીક્કી આંખ એને દેખાઈ.

સગાં સંબંધીઓની ચિંતાભરી ને જરાક તીરસ્કારમય દૃષ્ટિ એને વિચારવમળે ચઢાવતી. એને ટાઢની લખલખી આવે એમ કંપારી છુટી ને એ પાસે બેઠેલી પોતાની સહીયરના ખોળામાં ઢળી પડી. એની આંખે બે સ્વપ્નાં સાથે દેખાયાં: 'લગ્ન'....'મૃત્યુ'. અને બે વચ્ચે પોતાની જાતને ઉભેલી એણે જોઇ. એક બાજુ વાળો લઈ જવા તલપી રહ્યો હોય એમ હાથ લંબાવી ઉભો દેખાતો હતો. બીજી તરફ ભેડા અને તેના માણસો અને જાનૈયા–આયરો એને ઝબ્બે કરવા કાળજીભી તલવારો લઇ એની ઉપર ઝળુંબતા હોય, એમ દેખાયું. એનાથી ચીસ નંખાઈ ગઈ: "ઓ બાપ રે!...."

માથું ચાંપતી ને ઓઢણાના પાલવવડે પવન નાખતી સહીયર ભયભીત બની ગઇ એનાથી રાડ નંખાઇ ગઇ, "દોડો...."

ને એ હૈયાફાટ રડતી સહીયરની ચીસ વાતાવરણને વીંધતી ડેલી ઉપર બેઠેલા ભેડાના હૈયા સોંસરવી નીકળી ગઇ. એણે હડી કાઢી ને સાથે બીજા માણસો પણ દોડયાં. નાગમતીના ઓરડામાં સહુ ઘેરો વળી ગયું. "વાઈ આવી છે" એમ કહી સમજુ ભેડાએ એકદમ બધું ભીનું સંકેલ્યું. એના હૈયામાં એક વાત સજ્જડ જડ ઘાલી ગઇ કે 'નાગવાળે મારી છોકરીને કામણ કર્યું'

હવે નાગમતીને જલદી પરણાવી દેવાની તાલાવેલી લાગી, ને ઉશ્કેરાટભર્યો ભેડો ડેલીએ આવ્યો. તરતજ ગોરને

બોલાવી નાગનાં લગ્ન લખાવ્યાં. પૂર્ણિમાની વહેલામાં વહેલી તિથિ આવી ને ઘડીઆં લગ્ન લીધાં હોય એમ કશાયે આરંભ સમારંભ વગર આટોપી લેવાની વાત થઈ ગઇ. સહીયરે આ વાત જાણી ત્યારે એના હોઠ ફફડયા ને ઝીણો ગણગણાટ એ ઓરડામાં પ્રસરી રહ્યો. 'પુનમની લગ્નતિથિ આવી એ પણ વિધિની એક વિચિત્રતા ! કાંતો વાળો કે કાંતો આયર; પણ એમાંથી એક તો નાગમતીને પામશે ને પૂર્ણિમાની હાસ્ય વેરતી ચાંદની ભાગ્યશાળી યુગલને આશિર્વાદ વર્ષાવશે. આમ વિચારતી દાસી પોતાના ખોળામાં પડેલી નાગમતીના મ્હોં સામે તાકી રહી.

* * *

લેઅના દીલ ઉપરનો ભાર આજે ઓછો થતો જાય છે. ઓસરીમાં બૈરાંઓનાં ધવળ ગીત મંગળના મીઠા સરોદો અને બહાર બારણામાં ઉભા ઉભા વગાડતા ઢોલીના ધ્રીબાંગ ધ્રીબાંગ અવાજના સૂર આયરોમાં નવા ચેતન પુરતાં. લગ્નની ધમાલમાં બૈરાંઓ પોતાના બાળકની પુરી સભાળ પણ લેતાં નથી ને જંમણવારની ધમસાણમાં કુતરાં બીલાડાં ખાવાનું લઇને ભાગે છે.

બૈરાંઓ લાંબા રાગે ગાતાં હતાં કે "....પગરણ આદર્યાં." ને એનો રણકારો નાગમતીના હૈયાને વલોવી નાખતો. એના હૈયામાં દર્દ અને આંખોમાં વિષાદ નીતરતો. ઘડી ઘડીમાં એ કંપી ઉઠતી. અચાનક બારણું ધકેલી એની સખી અંદર ધસી આવી. "નાગ !....નાગ !...."

એના હૈયામાં થડકાટ હતો. એનો અવાજ ધ્રુજતો હતો. નસકોરાં ફૂલાતાં ને મહામુશીબતે રૂંધાતા ગળામાંથી અવાજ નીકળતો, "નાગ !......."

નાગમતી ચમકી. એને લાગ્યું કે વાળો આવ્યો. એ સફાળી બેઠી થઇ ગઇ.

"ક્યાં છે ?"

"મેં એને ઘોડે બેસીને જતાં જોયો." નાગમતીના કાન પાસે ઠેઠ મ્હોં લઇ જઇ ધીમેથી એ ગણગણી.

"જરા ઉતાવળે બોલને ! કાંઇ નથી સંભળાતું." નાગવાળાના સમાચાર વધારે વખત સાંભળવા લલચાઈ રહેલી નાગમતી સાંભળ્યું-અણસાંભળ્યું કરી બોલી ને શંકાશીલ દૃષ્ટિ ચોમેર ફેંકીને સખી તાકી રહી.

"કેમ....?"

"દિવાલોને પણ કાન હોય છે."

ને નાગમતી હસી પડી. "તેમાં શું?"

"નાગમતી ! એ વેળા વહી ગઇ. હવે તો તારી આસપાસ જીવતી જાગતી ચોકી બેસી ગઈ છે." ફરી ચોતરફ જોઈને કોઈ સાંભળતું નથી એમ ખાત્રી કરતાં એણે કહ્યું.

"કેમ ? મારા ઉપર ચોકી ?"

"વાળો આવ્યાની જાણ સહુને પડી ગઈ હોય એમ લાગે છે."

"ન હોય. એ તો અદૃશ્ય જ હશે. ને આજે એ અહીં

આવેય શું કામ ! ને આવવું હોય તો વળી જતો પણ શા માટે રહે ?" નાગમતીએ વાત ફેરવીને ફેરવી તોડ્યું.

સખી નાગની આંખમાં આંખ પરોવી જોઇ રહી. એને કાંઈ સમજાયું નહિ. જાણે દિવાલોને પૂછતી ન હોય કે 'નાગ ફરી ગઇ ?' એ ભણકારો એના કાનમાં અથડાયો. પણ સ્ત્રીઓનાં હૃદયને કોણ જાણવા પામ્યું છે ?

નાગમતીએ પોતે વાળાને આપેલ વચન યાદ આવ્યું. આજે પૂર્ણિમા હતી. પોતાને આંગણે મંગળ ગીતો ગવાતાં અને મંગળ વાજીંત્રો વાગી રહ્યાં હતાં. પોતે મંગળસૂત્રે આજે પારકી થવાની હતી.

એને હૈયામાં શંકાના ભણકારા થયા. એ ઉઠીને બહાર ગઇ. ચોમેર સગાં વહાલાંને બેઠેલાં જોયાં. એમની વચ્ચે થઇને બહાર જવું એ કાંઈક વિષમ લાગ્યું. કેવી રીતે આ બધાં સોંસરૂં નીકળીને જવું એ સમજાયું નહિ. એ બ્હાવરી જેવી આમ તેમ જોતી પાછી ફરી ને ઓરડામાં ભરાઇ પથારીમાં ઉંધમુંધ પડી. એને વિચારપરંપરાએ ઘેરી લીધી. એક જ પ્રશ્ન એને મુંઝવી રહ્યો હતો: "હવે શું થશે ?"

દિવસ નમતો ચાલ્યો. અજવાળાં ઝાંખાં થતાં ગયાં ને કાગને ડોળે રાહ જોતા માંડવીયા 'આ વિધિ નિર્વિઘ્ને ઉકલી જાય તો ગંગા ન્હાયા' એમ વિચારી રહ્યા હતા.

એટલામાં ઘુઘરમાળ ધમકયા, રથનાં પૈડાંની રજ ઉડતી દેખાઇ ને પાદરે ઘોંઘાટ વધી પડયો. 'જાન આવી, જાન

આવી ' એમ આખા ગામમાં થઈ રહ્યું ને બધા પુરૂષો વેવાઇઓને મળવા દોડયા. વેવાઇએ વેવાઇને બાથમાં ઘાલી ખૂબ હેત બતાવ્યું. મિત્રો–સંબંધીઓ 'એક બીજાને રામ રામ કરી વાતે ચડયા ને સ્ત્રીઓએ પોતાની બ્હેન–દીકરીઓ કે નણંદ–ભોજાઈ ને ઓવારણાં લઇ આદર આપ્યા.

જાનને ઉતારા અપાયા ને પળવારમાં તો બધું થાળે પડ્યું. ભેડાની આંખમાં ચિંતાની રેખા હતી. એ એક જ માળા ફેરવી રહ્યો હતો કે, " વરઘોડીયાં નિર્વિઘ્ને પરણી ઉઠે એટલે મારે મન લાખો ખાટયા. "

વડીલોની ખાનદાની, કુટુંબનું નાક અને ઘરની આબરૂ સાચવવાની સમજથી ભેડો આજે આટલી ઉતાવળ આદરી રહ્યો હતો.

જાન આવ્યાના સમાચાર સાંભળી નાગ વધારે હાંફળી ફાંફળી બની. એના પગમાંથી કૌવત હરાઇ ગયું ને ચેતના ઉડી ગઇ. જાણે જીવતું મડદું હોય એમ જીવનવિહોણી બની જઈ એ પડી હતી. ઘડીઘડી એ આંખો ઉઘાડી તાકતી ને પાછી આંખો બંધ કરી જતી. એની સખીને તો લાગ્યું કે, નાગ ગાંડી થઇ જશે તો?

નાગ એની બ્હેનપણી હતી. એની સાથે જીંદગી ગાળી હતી. 'એને કાંઇ થાય તો પોતાનું શું ?' એવો પ્રશ્ન જેમ પતિની માંદગીમાં સ્ત્રીને થાય છે એમજ એને પણ લાગ્યું. અત્યારે એના હૈયામાં એક જ માણસ વાસ કરી એનું હૈયું બ્હેલાવતું હતું અને તે નાગમતી હતી.

એને લાગ્યું કે મરતા માણસ માટે જેમ અમૃત જીવનદાતા છે તેમ નાગને આ સ્થિતિમાંથી ઉગારવી હોય તો એને ચિંતામુક્ત કરવી જોઈએ એ વિચારવમળમાં ચકાવે ચઢી. એના હૈયામાં જાણે પડછંદા પડતા હોય એમ અનેક તર્કવિતર્ક થયા ને છેવટે એનો ચિંતાતુર અને મ્લાન ચ્હેરો એકદમ ચમકી ઉઠયો ઘનઘોર વાદળાંની પાછળ વીજળીનો ચમકારો જેટલો આકર્ષક હોય છે તેથીએ વધુ ચિંતાવાદળી સરી જતાં સખીના ચ્હેરા ઉપર હર્ષની સુરખી છવાઇ ગઈ એ નીચી વળી ને સૂતેલી નાગના કાન પાસે મ્હોં લઈ જઈ બોલી, "નાગ !...."

"હેં ! શું કહે છે ?......." કહેતી નાગમતી સફાળી બેઠી થઇ.

"ચિંતા કરમાં. હું આનો તોડ કાઢીશ "

"તું....? તું....કાઢીશ ?" ને એણે ચોમેર ફરતાં ને પોતાની ઉપર નજર રાખતાં સગાં વ્હાલાંને બતાવ્યાં. કેટલાય યુવાનોને એણે તરછોડેલા, નીરાશ કરેલા, એ બધા એને જીવતી બાળી નાખવા–વૈરનો બદલો લેતા હોય એમ–ચોમેર ઉભેલા જોયા, ને એનું હૈયું ભાંગી ગયુ. "આ બધા ........જોયા?"

'હા, હા' આંખનો ઈશારો કરતા નાક ઉપર આંગળી મૂકી શાન્ત થવા ને ચુપ રહેવા સખીએ આજીજી કરી હાથ જોડયા.

નાગ એની સામે જોઇ રહી. એના હૃદયમાં કંઈ કંઇ થઇ આવ્યુ. સખી શું કહે છે તે એને સમજાયુ નહિ.

અંધારાં ઘસી આવ્યાં ને દિવાબત્તી થઇ. ચોમેર મશાલો ફરવા લાગી ને જાનૈયાઓ દોડાદોડ કરવા લાગ્યા. એકેક પળ કિંમતી જતી હતી. વરરાજા તોરણે આવ્યા ને ગોરમહારાજે લગ્નનાં મંગળ સૂત્રો બોલવા માંડયા.

“બહુ મોડું થયું હવે, નાગ !” ઉતાવળ કરતા સ્ત્રીઓના સાદ સંભળાયા ને સ્ત્રીમંડળ ઓરડામાં ઘસી આવ્યું.

નાગમતીએ ફુંફાડો માર્યો ને દુઃખમાં–ક્રોધમાં ન રહેવાવાથી એક ધ્રુસકું મૂકયું. સહુ જોઇ ઉભાં રહ્યાં. એકે હોઠ ફફડાવ્યા: “આનાથી તો તોબા.......”

નાગની સખીએ સહુને સમજાવી બહાર કાઢયાં. મ્હોં ચડાવીને કેટલીક સ્ત્રીઓ ચાલી ગઇ; કેટલીક ચીંતાતુર બની ઢીલે પગે બહાર નીકળી ઉભી રહી. સખીએ ઓરડો બંધ કરી પાનેતર ને લગ્નનાં બીજાં કપડાં નાગ પાસે મૂકયાં. “નાગ!....પહેરી લે....”

નાગમતી એની સામે તાકી રહી. સખીની આંખમાં અકળામણ હતી. હૈયું ધબકારા મારતું એને લાગ્યું ને નાગમતીની આંખો જાણે પૂછતી હતી: “હવે શું....?”

બહુ મોડું થઇ જતું હોવાથી બહાર ઘોંઘાટ વધ્યો. કેટલાક પુરૂષો ઓરડા તરફ આવતા દેખાયા ને એમના પગરવે બન્ને ચમકયાં. હજુ નાગમતી કાંઈ નિર્ણય કરે તે પહેલાં તો તેની સખી ઉઠી. પાસે પડેલાં પાનેતર વગેરે કપડાં

પોતે પહેરી લીધાં. એકદમ દોડીને નાગમતી એને વળગી પડી ને બોલી: "મારી બ્હેન !...."

"તું વેલાસર નાસી છૂટ." કહેતી સખી ઝપાટાબંધ ઓરડો ઉઘાડી માણસો એને ઓળખે તે પહેલાં લગ્નનાં વસ્ત્રો વડે વીંટળાયેલી એ સુંદરી મ્હોં ઢાંકી માયરામાં જઈને બેસી ગઈ.

ચિંતાતુર ભેડે આનંદનો દમ મૂક્યો. એને લાગ્યું કે ભય ગયો. પુરૂષો ને સ્ત્રીઓ સૌ જોઈ રહ્યાં.

"અલી જોયું કે ? સાપ દર આવ્યે કેવો પાધરો થયો ?"

"બધી રમત હતી. એ તે કાંઇ ન્હાની હતી કે ન્હોતી સમજતી ?" બીજીએ પેલીને ઇશારો કર્યો ને બન્ને હસી પડયાં.

ગીત ગાવામાં ગુલતાન થયેલી સ્ત્રીઓ માંહોમાંહિ લાંબા સાદે એક બીજીની સરસાઇ ભોગવવા લાગી. વરઘોડીયાં પરણી ઉતર્યાં ને કોઇ ભય આવી પહોંચે તે પહેલાં વરઘોડીયાંને વિદાય કરવાના ઇરાદે ભેડે જાનને તે જ વખતે વિદાય કરી.

જાનૈયાનો બે ચાર દિવસ જમવાનો ને મોજ કરવાનો હર્ષ દબાઈ ગયો. "આ શું ? અત્યારે ને અત્યારે રજા ?"

ભેડો જાણે ભયના ભણકારા સાંભળતો ન હોય ! એને એકજ ચિંતા હતી કે "નાગવાળો આવીને ધીંગાણું કરે તો ?......."

હેમક્ષેમ વરઘોડીયાં વિદાય થાય એ એક જ એની મહેચ્છા એને જાનને વિદાય કરી દેવા ઉશ્કેરી રહી હતી. વેવાઇ ભેડાની ચિંતા સમજી ગયો ને એણે પણ એમાં પોતાની સંમતી બતાવી ને વ્હેલાં વ્હેલાં વરઘોડીયાના રથનાં પૈડાં દડતાં થયાં. થંડા પહોરની શાંત રાત્રીમાં જોરદાર જાનડીઓનાં ગીત પડઘા પાડી રહ્યા.

"આરા ઉપર આરી રે, એક લાડી થઇ અમારી રે."

## પ્રકરણ બારમું.

### આતુર-હૃદય.

"હેં....આવી!" મંદિરના પગથીયા ઉપર બેઠેલો યુવાન ઝબક્યો. એના હાથમાંથી ઘોડાની વાઘ સરી ગઇ ને પૂર્વ દિશામાં ચંદ્રિકાનાં કિરણો ફેલાતાં એ તરફ તાકી રહ્યો. વિચાર-વમળમાં ગુંચવાઇ ગયેલ વાળો બેફામ બની ગયો હતો ને પવનના ફૂંફાટે પાંદડાં ધ્રુજી ઉઠયાં. તેના ખખડાટે ચમકેલો વાળો સમજ્યો કે નાગમતી આવી; એટલે એ બેબાકળો બની લવી ગયો. એના હૈયામાં ચાલતા વિચારો અચાનક બહાર નીકળી પડયા.

પણ કોઇ દેખાયું નહિ. પાસે થઈને સરી જતું એકાદ શીયાળવું વનવગડામાંથી તરસ્યું બની પાણી પીવા તળાવમાં ઉતર્યું ને વાળો તેની પાછળ તાકી રહ્યો.

વાળાની મશ્કરી કરતું હોય એમ શીયાળવું વારંવાર એની તરફ તાકતું. લુચ્ચાઈભર્યું ચકોર જાનવર પાણીમાં મોઢું બોળી ઘડી ઘડી ચમકયા કરતું. જાણે વાળાની મશ્કરી કરતું ન હોય! વાળો ઘડી ઘડી ઝબકતો. કાંઈ ખખડાટ થાય કે પાંદડું ઉડી અથડાય તેના સંચળે એને એક જ પડઘો કાનમાં ગુંજતો: 'નાગ....આવી!'

તંદ્રામાં એની આંખમાંથી એકાદ બે અશ્રુબિન્દુ સરી પડયાં. ભૂતકાળ એને સ્મરણપટ ઉપર પથરાઇ ગયો. સમીયાણું, વાંઢીયાર, પડાવ, તળાવ, આણલદે, વિદાય ને કૉલ: એ બધું એક પછી એક દેખાયું ને એનું દીલ હચમચી ગયું. એણે બેફામ અવસ્થામાં ધ્રુસ્કું મુકયું ને તરતજ પોતાને ભાત આપવા આવેલી ભથવારી દેખાઇ; ને એ આછીપાતળી દેખાઇ અદ્દશ્ય થાય ત્યાં તો નાગમતીને આવી ઉભેલી જોઈ. એ જાગી ગયો. બેબાકળો બની હાથ પહોળા કરી ભેટવા ઉઠયો ને બોલ્યો, "નાગ....!" ને પાંદડાંએ ખખડાટ કરી એની મશ્કરી કરી.

એ ભોંઠો પડયો. એના પગમાં ખીલા જડાઇ ગયા હોય એમ એ બેસી રહ્યો. ઘોડું ચરતું ચરતું દૂર ચાલ્યું જતું હતું, તેની પાછળ એણે મીટ માંડી. પણ એને પાછું વાળી લાવવાની શુદ્ધિ એને રહી ન હતી. આજે એના હૃદયમાં એક જ વિચાર હતો. એ મૂર્તિ જેવો જડ બની ગયો હતો.

નાગમતી આજે પરણીને પરાઈ થવાની છે એ વાત વાળો જાણતો હતો. ગામને પાદરે પડેલી જાન સોંસરવો એ નીકળી ગયો છતાં જાનૈયામાંનું કોઈ એને ઓળખી શકયું

નહતું. પણ ભેઠાના ઘર પછવાડે થઇને સરી જતા વાળાની આંખો નાગમતીની બ્હેનપણીની નજરે પડી હતી. ને ચારે આંખો મળે ન મળે તે પહેલાં વાળો બીજા નાકામાં વળી ગયો.

ગામમાં ઘોંઘાટ વધ્યો, ગીતોના મીઠા શરોદો સંભળાતા ગયા, તેમ તેમ એનું હૈયું અધીરૂં બનતું ગયું. રાત વધતી ગઇ ને ચન્દ્ર પ્રફુલ્લીત બની ગગનપટે ચઢયે જતો હતો તેવે વખતે ચન્દ્રિકા અમૃત વર્ષાવતી. તે કિરણ–બાણો વાળાના હૈયામાં વિષ સીંચન કરતાં. વિરહવેદનાથી રૂંવે રૂંવે જળતો વાળો બેચેન બન્યો હતો. એનું હૈયું ઘડી ઘડી નાગ–નાગ–ના પોકારો કરતું. આતુર આંખો ઘડી ઘડી ગામના માર્ગ ઉપર સ્થીર થઈ જતી અને કોઈના આવવાની રાહ જોઇ ખીલા બની જતી.

અચાનક ઢોલ ઢમકયા ને વાળો કમ્પ્યો. એ ઢોલ ઉપર પડતી એકેક દાંડી આજે એના હૈયા ઉપર લાકડીઓના પ્રહાર વરસાવતી હતી. એનો એકેક અવાજ એના કાનમાં લોઢાના ખીલા પેઠે ખટકતો હતો. આયરાણીના મોટા લાંબા અવાજે ગવાતાં ધવળમંગળ ગીત કાતીલ બાણ સમાન થઈ એના હૈયાને વીંધી નાખતા. એ ઉંચો નીચો થતો ને પાછો નીરાશ બની શીથીલ થઈ મંદિરની દિવાલને અઢેલી, પડ્યો રહેતો. તેનો જીવ ગભરાતો હતો ને શીતળ ચાંદનીમાં પણ પરસેવાનાં બિન્દુઓ એના ચ્હેરા ઉપર ચમકતાં.

સામે ઉગેલાં પોયણાં ને તે વચ્ચે ઓશીયાળાં બની બીડાયલાં કમળો પોતાના વિરહની કથની કહી વાળાને શાન્ત્વન

આપતાં, પણ અચાનક હસી હસી કૌમુદીને ચન્દ્ર તરફ લળતું જોઈ એ બળી જતાં. એને ઘણું દુઃખ થતું. માણસને ચિંતા અધમુવો બનાવે છે. નિરાશા મરણતોલ કરી મૂકે છે. પણ એવે વખતે શાન્ત્વન એને ઔષધની ગરજ સારી કૌવત આપે છે. વાળો કમળના શાન્ત્વને ઓસરતી જતી હિંમતને વળગી રહ્યો હતો

મધરાતનાં પૂર ઉતર્યાં. નિરવ શાન્તીમાં શીયાળીઆંઓની લાળી અને કુતરાંઓનું ભસવું, વચ્ચે વચ્ચે ગીતના શરોદો ને ઢોલના ધ્રીબાંગના અવાજ વાળાના કાનને ચમકાવતા, ને વાળો બેબાકળો બની ઉભો થઇ જતો

મૃત્યુ....મૃત્યુ......નાગ......મૃત્યુ.... એમ અનેક વિચારો એ કરતો ને સામે ઉભેલાં સ્વપ્ન–ચિત્રો જોઇ રહેતો.

એટલામાં દૂર દૂર મશાલોનાં અજવાળાં દેખાયાં. ઘમઘમતી ઘુઘરમાળવાળી વેલોને વહેતી થયેલી જોઇને ધ્રીબાંગ ધ્રીબાંગ ઢોલના અવાજે વચ્ચે “ઝારા ઉપર ઝારી રે, એક લાડી થઇ અમારી રે” એમ ઉત્સાહભેર ને મોટે અવાજે ગવાતું ગીત સાંભળી વાળો હતાશ–બેશુદ્ધ જેવો બની ગયો. એ ઉભો થઈ ગયો ને હાથની છાજલી બનાવી લાંબા નેત્રો વડે એ દૂર દૂર જતા માનવસમૂહ તરફ લાંબી નજરે તાકી રહ્યો.

“નાગ ગઈ !” કહેતો એ અચાનક મંદિરમાં ધૂસ્યો અર્ધા ગાંડા જેવી હાલતમાં એ ચોમેર ઘૂમવા લાગ્યો મારૂં કે મરૂં...કરતો એ ક્રોધની જવાળાઓ વચ્ચે અંધારામાં દોડવા લાગ્યો. અચાનક જળાધારી એને અથડાણી અને થાળાને ઠેબે

ચડી એ શિવલીંગ ઉપર પછડાણો. તેના માથામાંથી ફળ-ફળ વહેતું લોહી શંકરના બાણ ઉપર અભિષેક કરી રહ્યું. વાળો બેભાન હાલતમાં બૂમો પાડતો લવી રહ્યો: "ગઈ! ગઈ! ગઇ!"

ને સખત પવનના ઝપાટે મંદિરનાં બારણાં બંધ થઇ સજ્જડ ચોંટી ગયાં.

× × ×

"હવે શું કરૂં?" બોલતી નાગમતી આખા ઓરડામાં ચોમેર ઘૂમવા લાગી. આખું ગામ આજે ભેડાને માંડવે ગુલતાન કરી રહ્યું હતું. ફક્ત નાગના હૈયામાં ઉલ્લાસ ન હતો. એ તો બ્હાવરી બની જલદી ઘરમાંથી નાસી છૂટવાની તક શોધી રહી હતી.

ઝાંકાર જેવા ચન્દ્ર ઉપર અચાનક કાળી વાદળીની છાંયા આવી ને તેથી આછા પડેલા તેજમાં નાગમતી કેડે કટાર ભરાવી પાછલી બારીએથી ઘરના વાડામાં કુદી પડી. વાડાની ગંજી ઉપર બેઠેલું કુતરૂં ભસ્યું ને નાગ કંપી ઉઠી. ઝાડનું ઠુંઠું લાંબો ઓળો પાડતું ને પાંદડાનો ખખડાટ કોઇના આવ્યાનો ભ્રમ ઉપજાવતાં. નાગ ધીમા પગલે ગભરાતી ગભરાતી વાડામાંથી બહાર નીકળી ગઇ.

એણે રસ્તા ઉપર આવી નિશ્વાસ મૂકયો. ઉલ્લાસ એને પાંખો આપતો ને ચિંતા એના પગમાં લોહશ્રંખલા જેવી બની રહેતી. એનું હૈયું બહુ વેગ કરવા મથતું. પણ....

ઝાંપાનો દરવાજો બંધ જોયો ને એ ફરી વિમાસણમાં

પડી. એણે ધીમેથી દરવાજાની ડેલીમાં ટ્ટલ ખાટલીમાં ભરઉંઘમાં સૂતેલા ને નસકોરા બોલાવતા દરવાનને ઢંઢોળ્યો.

'કોણ ?' કહેતો દરવાન બેબાકળો જાગ્યો.

"એ તો હું...." કહેતાં નાગે એને ચૂપ રહેવા ઇશારત કરી.

"શું છે ?" આંખો ચોળતાં, અર્ધ ઉંઘમાં એણે પૂછ્યું.

"ભાઈ, મારે બહાર જવું છે. બારી ઉઘાડશો ?"

'હેં !.....' દરવાન ચોંકયો.

"કોઇને ખબર નહિ પડે." કહી એણે રૂપીઓ તેના હાથમાં મૂકયો.

રૂપીઆ જેવી નજીવી વસ્તુ એને પોતાની ફરજ કરતાં વધુ કીંમતી ન લાગી. એ નાગમતીને ઓળખી શકયો ન હતો.

"ના....ના....મારાથી એ નહિ બને." કહી દરવાને રૂપીઓ ફેંકી દીધો ને ગોદડી ઓઢી એ તો પાછો સૂઇ ગયો. જેટલી પળ જતી હતી તેટલી કીંમતી જતી હતી. મધરાતનો પહોર ઉતરતો જતો હતો. એને એક જ ચીંતા થતી હતી કે વાયદા પ્રમાણે નહિં પહોંચાય તો ? વાળો નિરાશ થઈ જતો રહેશે તો ?

એ ઓશીયાળી બની ગઇ. પાસો અવળો પડતો દેખાયો. પરંતુ સંકટ સમયે અબળાઓ પણ બુદ્ધિનો સરસ

ઉપયોગ કરે છે. પાસે જ લીંબડાના ઝાડની ડાળ ઝળુંબતી હતી. નાગમતી મુંઝાતી મુંઝાતી ઝાડ તળે આવી, ને બેફામ જેવી ગુંગળાવા લાગી. અચાનક તેણે આળસ મરડી ને એના ઉંચા થયેલા હાથ પાંદડાંના ઝુમખા સાથે અથડાયા. એ ઝબકી. એણે ઉંચું જોયું ને પાંદડાં ખેંચ્યાં. ડાળ નમી ને ઝુલા ખાતી ઉંચે ગઇ.

નાગમતીના મુંઝાયેલા મગજમાં એકદમ ચમકારો થયો. એણે હીંચોળા ખાતી ડાળી ઉપર ઝુલો ખાઇ ડાળે બાથ ભરી ને ડાળી સાથે સડસડાટ એ ઉપર ગઇ.

બીજી ડાળ દરવાજાના કોઠા ઉપર થઇને બહાર ઝળુંબતી હતી. તેની સાથે પોતાનું શરીર ઝુલાવ્યું ને નમેલી ડાળે એને મદદ કરી. થોડું ઉંચું રહ્યું એટલામાં નાગ નીચે કુદી પડી.

ધબાકો થયો ને નાગ જમીન ઉપરની ડાળીની છાંયડીમાં લપાઇ રહી. કોઈના પગનો સંચળ જણાયો નહિ, એટલે એ ઉઠીને બ્હાવરી જેવી સામે જ દેખાતા તળાવની પાળ ઉપરના શિવમંદિર તરફ દોડી.

ઉજ્વળ ચાંદનીમાં મંદિરની ધજા એને બોલાવતી હોય એમ ફરફરી રહી હતી. નાગમતીનું કાળજું પણ અત્યારે ધજા પેઠે ફફડી રહ્યું હતું.

નજીક જતાં એણે ઘોડા જોયો ને એ ઘેલી બની. "નાગ ! નાગ ! નાગ ..... " કરતી એ મંદિરનાં પગથીયાં પાસે આવી. પણ...? નાગ ન દેખાયો. બારણાં બંધ હતાં.

તેણે ફરી બૂમ મારી, નાગ ! મંદિર ઉપરની ધજા ફરફરતી હતી ને મંદિરના ઘુમટે એનો પડઘો પાડયો ' નાગ !'. ને એનું હૈયું દ્રવી ગયું. ' શું નાગ જતો રહ્યો !' એ બ્હાવરી બની ચોતરફ ઘુમવા લાગી.

એ તળાવની પાળ ઉપર ઉભી રહી ભયભીત આંખો વડે તાકી રહી. ' શું તળાવમાં ડૂબી મૂવો ? નાગ...!' એના દ્રવતા જતા હૈયામાંથી એક જ પડછંદો ઉઠતો ને એનો કંઠ રૂંધાઈ જતો. આંખોમાંથી આંસુડાં ખરવાં લાગ્યાં. નાગે ધ્રૂસકું મૂકયું. એ દોડીને મંદિરનાં પગથીયાં ઉપર આવી.

મંદિરનાં બારણાં અંદરથી બંધ જોયાં ને એ હસી પડી. ' વાળા ! રીસાયો ? ' કહેતાં એણે બારણાને ઉઘાડવા ધક્કો માર્યો. પણ સજ્જડ બંધ થઇ ગયેલાં બારણાં ઉઘડયાં નહિ. ઘોડાએ હાવળ કરી ને વાળો અંદર છે એવી ઇશારતે નાગમતીના ભાગેલા હૈયાને સજીવન કર્યું.

'વાળા ! એટલીવારમાં રીસાયો ? ઉઘાડ ! જલદી કર ! પાછળ વાર આવશે.' નાગમતીએ થડકતે હૈયે વીનવવા માંડયો. પણ એ કોણ સાંભળે ?

જેમ જેમ વખત જતો હતો તેમ તેમ નાગમતીનું હૈયું કકળતું જતું. એની આજીજી અને કાકલુદીભર્યા અવાજે નાગ પીગળીને દરવાજો ઉઘાડશે એમ એણે માન્યું હતું પણ દરવાજો ઉઘડયો નહિ. ગાંડી જેવી નાગમતી દરવાજાને ધ્રુંકેલવા લાગી.

"વાળા જોતાં વાટ, નખતરપતિ નમી ગયો,
કરમે આ કચવાટ, નર નીરખ્યો નહિ નાગડો."

"વાળા! ચંદ્ર તો આથમવા ચાલ્યો. જલદી ઉઘાડ" કહી નાગમતીએ ફરી બારણું ખખડાવ્યું પણ કાંઇ જવાબ મળ્યો નહિ.

નાગમતી ગભરાઇ ને એણે રૂંધાતા સાદે કરગરવા માંડ્યું:

"નાગડા, નાગરવેલ, રાફડે કાં રૂંધાઇ રહ્યો?
નીકળ, નીકળ છેલ, હું વાદણ વગાડું મોરલી."

પણ નાગવાળો મંદિરમાંથી બહાર નીકળ્યો નહીં.

"મનની બનાવી મોરલી, તનના કીધા ટેર,
બારો નીકળ બેર, જોવા જનમની જોગણી."

ચંદ્ર પણ નાગમતીનું કલ્પાંત સાંભળી ફીક્કો બની ગયો. તારલાઓ પણ એ કરૂણ દૃશ્ય જોઇ સંતાઇ ગયા અને રાત્રી પણ એને એકલી અટુલી મૂકી ઉષાને નાગમતીની વાત કહેવા સરી જવા લાગી.

નાગમતીએ પોતાના હાથમાં આવેલ રત્ન ગુમાઇ જતું જોયું. સવારમાં સહુને ખબર પડશે તો...?

ચોમેર ધમસાણ થવાની એને આગાહી જણાઇ. તે પહેલાં પોતાનું બળીદાન આપી દેવાની ધૂન એને આવી. પણ......રીસાયેલા નાગને મનાવી, એના હાથમાં હાથ મૂકી,

એને આપેલો કોલ પુરો કરીને પછી નાગના ખોળામાંજ મરવાનું એણે વધુ પસંદ કર્યું.

કોઇ પણ ઉપાયે એણે નાગને રીઝવવા આજીજી કરી. પણ ઉત્તર ન મળ્યો; એટલે છંછેડાયેલી વાઘણ સમી વીફરીને એણે બારણા ઉપર પ્રહાર કરવા માંડયા.

તોરમાં ચઢેલી નાગમતીએ સજ્જડ જોર કર્યું ને બારણાંને ધકેલ્યાં. પવનના જોરથી સજ્જડ ચોટી ગયેલાં બારણાં ફડાક ઉઘડી ગયાં.

"નાગ! આવી છું" કહેતી એ ઉતાવળી અંદર પેઠી ને બાણ ઉપર વહેતા લોહીના રેલામાં એનો પગ પડયો. લોહી જોતાં એ ચમકી ને એની આંખે અંધારાં આવ્યાં.

'હાય નાગ!' કહેતી એ ઢળી પડી. મંદિરના ગભારાએ પડઘો પાડયો, 'નાગ! નાગ!'



## પ્રકરણ તેરમું

### વિલાપ

વાળા તારાં વા'ણુ આવ્યાં સાગર ઝુલતા,
ઉંડે જળ એલાણુ નાંગર તૂટયાં નાગડા !

"અરેરે !..........." નિસાસાની ઉંડી હાય નાગમતીના હૈયામાંથી નીકળી ગઇ. ભર દરીએ તોફાનમાં સપડાયેલ આગબોટમાંથી મહામુશીબતે કાંઠે પગ મૂકવા તૈયારી કરતા ઉતારૂ પેઠે એ પોતાના, સુખદુઃખના ભયંકર ઝંઝાવાતમાંથી મહામુશીબતે કાંઠે આવી પહોંચી હતી, પણ બંદરના બારામાં આવતાં જ વહાણુ લાધી જાય એમ વાળાને પડેલો જોઇ એનું હૈયું ભાંગીને ભૂકો થઇ ગયું.

એને હૈયું હાથ ન રહ્યું. બેફામ જેવી નાગમતીએ વાળાના માથામાંથી વહેતા લોહીને પોતાના માથાના વાળ વડે લુછતાં હૃદયભેદક તીવ્ર અવાજે કરૂણ વેદના ઠાલવવા માંડી.

ઘડી ઘડી એ થંભી જતી, ને વળી પાછી નાગ ! નાગ........ની કારમી ચીસ નાખી બેભાન થઇ તે ઉપર ઢળી પડતી. ઘડીમાં વળી એ બહાવરી જેવી ઉઠતી ,ને વાળાને ઢંઢોળવાના ચાળા કરતી. "ઊઠ ! વાળા ! ઊઠ ! આમ રીસાઇ શું ગયો ?" કહેતી વાળાના નિશ્ચેતન શરીર સામે એ તાકી રહેતી. ગભારામાં પડતા એના અવાજના પડઘા એની મશ્કરી કરતા ને એ ધ્રુજી ઉઠતી.

સૌ સુતા સંસાર સાયર જળ સુવે નહિ;
ઘટમાં ઘુઘરમાળ નાખી ગયો નાગડો.

"નાગ ! આમ તારે રીસાવું હતું તો મને આ માર્ગે શીદ ચડાવી ? પણ હવે તારો કેડો નહિ છોડું હો !" કહી એણે પોતાની ડોકને હચમચાવી ને છૂટી થઇ ગયેલી લટો જટા પેઠે ચોમેર પથરાઇ ગઈ.

પ્રાગડ ફૂટી ને બુધનો તારો પણ ઉગવાની વેળા થતાં તળાવ ઉપર ન્હાવા આવનારાં માણસોની અવરજવર શરૂ થઇ. એક માણસ તળાવને કાંઠે બેઠો બેઠો પગ ધોતો હતો તે નાગમતીની તીણી ચીસ સાંભળી ચોંકયો અને ભૂતની ભ્રમણામાં ધ્રુજી ઉઠયો ને કુતુહલવશ થઇ મંદિર તરફ દબાતે પગે ચાલ્યો.

આછા અજવાળામાં છૂટી લટોવાળી સ્ત્રીને જોતાં જ એ કંપી ઉઠયો ને "ઓ બાપ રે !" કરતો મૂઠીઓ વાળી ગામ ભણી દોડયો.

ભાંગેલ પગે મહા મુશીબતે એ દરવાજા પાસે આવ્યો ને ગાંડા જેવો મંદિર તરફ હાથ લાંબા કરતો રડો પાડવા લાગ્યો. શ્વાસથી એનો દમ રૂંધાતો હતો. ભયમાં આંખો ફાટી રહી હતી ને જીભનો લુવો વળતો નહિ. માંડ માંડ એના તૂટકે શબ્દો સમજાતા. "ડાકણ....! ભૂત........!"

ચોમેરથી આવતા જતા લોકો જમા થયા ને એના ચાળા જોઇ સહુ લોકોને કુતુહલ થયું. દેવમંદિરમાં ભૂત થાય એ કોઈ માની શકયું નહિ. ને કેટલાય જુવાનીઆઓ મૂછે હાથ દેતા તપાસ કરવા જોસભેર આગળ વધ્યા.

મંદિર દેખાયું. ને ધજાની પૂંછડી પેઠે એમના દીલમાં પણ અનેક જાતની શંકાઓ થતાં ધ્રુજારી આવી ગઇ. એક બીજાની પાછળ રહેવાની જાણે સહુ હરીફાઈ કરતા હોય એમ એક બીજા બાનાં કાઢી પાછળ રહેવા લાગ્યા છેવટે મંદિર થોડું દૂર રહ્યું એટલે એક જુવાને દૂર નજર લંબાવીને જોયું ને એના મોઢામાંથી હાય નીકળી ગઇ: "એલા આ તો નાગમત્તી....!"

"ગાંડો થઇ ગયો" કહી બીજાએ એને દૂર ધકેલ્યો.

"હજી તો ગઈ રાત્રે જ પરણીને જાન ઉઘલી...." પાછળથી દબાતો સ્વર આવ્યો ને સહુ ચમકયા.

"ત્યારે આ કોણ ? ભૂત....ડાકણ ?" સહુના દીલમાં ફફડાટ વધ્યો.

ગામમાં વાત ફેલાતી ગઈ તેમ તેમ માણસો ટોળે વળીને આવવા લાગ્યા ને નાગમતીનું નામ સાંભળતાં ભેડો પણ દોડી આવ્યો.

વધતું જતું અજવાળું અને માણસોના જુથને લીધે સહુને હીંમત આવી. બધાં એકદમ આગળ ધસી મંદિરનાં પગથીયાં ચઢયાં.

દુ:ખી માણસ બીજા માણસોને જોઇને સાન્તવન લેવા દોડે છે. એની પાસે પોતાના દુ:ખનો ઉભરો ઠાલવે છે. પછી પેલો એનું સાંભળે કે ન સાંભળે છતાં પણ એ રીતે દુ:ખી દુ:ખની વ્યથા કાંઇક અંશે ઓછી થયેલી માને છે. માણસોને જોતાં ભાન ભૂલેલી નાગમતી બહાર દોડી આવી.

સુતો તાણી સોડ, પાંડુરીએય પછેડીએ,
બોલાવ્યો ન દે બોલ, નિંભર થયો નાગડો!

"મારૂં નસીબ ફૂટી ગયું......" કરતી એ ઉંબર આગળ પહોચી ને ભેડાએ એને જોઇ.

નાગને ઓળખતાં જ એના હાંજા ગગડી ગયા. અનેક અમંગળ શંકાઓ એને થઇ ગઇ. એને લાગ્યું કે રસ્તામાં વાળે ધીંગાણું કર્યું હોય ને નાગને વિધવા કરી ચાલ્યો ગયો હોય એના હોઠ ગુસ્સામાં ભીડાયા. કમર પર લટકતી તલવાર ઉપર હાથ ગયો ને અંગાર ઝરતી આંખે એણે પોતાના માણસો તરફ જોયું.

"એલા વાળો!" પાછળ ઉભેલા એકે શીવલાં પાણ પાસે થાળામાં પડેલા વાળને ઓળખતાં ચીસ નાખી.

ભેડાના કાન ચમકયા ને એણે અંદર ધસી વાળાના પગને પાટુ મારી.

"બાપુ! એને મારવા કરતાં મને જ મારો ને?.... જોવુંય નહિ ને જીવવુંય નહિ." નાગે ભેડાનો પગ પકડયો.

ને પછી તો નાગમતીએ કરૂણ રૂદને હૈયાં વલોવી નાખે એવો કારમો વિલાપ કરવા માંડયો. એ વિલાપે પવન પણ સ્થંભી ગયો. સરોવરનાં હેલે ચડેલાં જળ શોકાતુર બની નાગના વિલાપમાં સૂર પૂરાવવા લાગ્યાં ને વાતાવરણ પણ કરૂણતા ઓકતું હોય એમ ચોમેર શોકની કાળાશ ઢળી ગઇ.

સહુના દીલમાં એકજ વસવસો હતો, "નાગ અહીં કયાંથી ?"

અચાનક નાગમતીની રડી રડીને પારેવાના પગ જેવી લાલચોળ થયેલી આંખોમાં તેજ ઉભરાયું. એણે બાપુની પાસે હાથ જોડયા ને બોલી, "બાપુ ! મને બળી મરવા દો."

"બેટા ! શા દુઃખે ?" હુભાતા હૈયે ભેડે ગળગળા થઇ જતાં પૂછયું.

ને નાગમતીએ ભોંયપર રોળાતા પડેલા વાળા તરફ આંગળી ચીંધી–"આની પાછળ !"

"ગાંડી ! રે ગાંડી ! આ કોણ, તું કોણ ? તારાં લગ્ન તો ગઇ રાત્રે થયાં ને હવે એની સાથે શો સંબંધ ?"

"બાપુ ! લગ્ન થયાં ખરાં પણ તે મારાં નહિ..........."

"હેં !......." મેદનીમાંથી સીતકાર નીકળ્યો ને સહુના કાન ઉંચા થયા.

"હું તો વાળાની પાછળ સતી થઇશ." પોતાના હાથ એણે ચોળ્યા.

"બેટા ! રસ્તે જતા માણસો પાછળ આમ ગાંડાં કાઢીએ એમાં તારી ને આપણા કુળની આબરૂ શી ?"

નરમ ઘેંસ જેવો થઇ જતો ભડવીર ભેડો દીકરીના કલ્પાંતે

હચમચી ગયો હતો. સતી થવાના નિશ્ચય ઉપર આવેલી નાગમતી એના હૈયાને વલોવી નાખતી હતી. પોતાના કુળની આબરૂ, ખાનદાની, ગૌરવ ભાંગીને ભૂકો થઇ જતાં તેને લાગ્યાં. ગઈ રાત્રે પોતે જ પરણાવેલી નાગમતી ન હોય તો બીજું કોણ હોય ? એ એને સમજાયું નહિ. ને લગ્નમાં છળ થયો છે એ વાતની જાણ થતાં ભાવી યુદ્ધના ભણકારા એના કાનમાં ગુંજવા લાગ્યા. ગૃહકલેશમાં પોતાના સર્વસ્વની આહુતિ અપાય એ એને મન ભારે ખેદની વાત હતી. એને લાગ્યું કે અચાનક દુઃખની તૂટી પડેલી આ હેલી વિદારવા જતાં કદાચ હૈયું ચીરાઈ જશે. નાગમતીને સમજાવી સાસરે મોકલવામાં જ એણે આ બધી મુશ્કેલી ટળતી જોઈ ને એણે એને વિનવવા માંડી.

" બેટા ! તારા જેવી કુળવાન અને સમજુ દીકરી સાસરે ન જાય ને આમ રસ્તે જનાર પાછળ ઘેલાં કાઢે......"

" બાપુ ! એ પરાયા ન હોય. ભવોભવથી એનાં ને મારાં આંતર ગુંથાઈ ગયાં છે. "

" સાવ ગાંડી !" કોઈ ગણગણ્યું.

" બેટા ! તું કહે તેમ કરી દઉં, પણ આટલાં બધાં માણસો વચ્ચે તું મારી ફજેતી ન કર. " ભેડાની આંખમાં આંસુ આવી ગયાં. પણ નાગના હૈયામાં ઉપડેલ વલોપાત ને દાઝેલ દુઃખ એમ પીગળ્યાં નહિ. તેણે બેભાન વાળાનું માથું ખોળામાં લીધું

" બેટા ! બેટા !" કહેતા ભેડો નાગમતી પાસે બેસી ગયો.

ને બીજાઓએ જોયું કે નાગ તો બળી મળશે ત્યારે ભેડાની પાસે સરી જતાં એકે નીચા નમી હોઠ ફફડાવ્યાઃ " એ બળી મરતી હોય તો બધી આફતનો અંત આવે. "

ભેડો ચમકયો. એનામાં ગૌરવ ઉભરાયું ને અનાયાસે એક ચીંતા ટળી જતી અનુભવી. " નાગમતી સતી થાય તો બધી આફતનો અંત આવે " એ શબ્દોએ એને નવું જીવન આપ્યું. કાંઈએ બોલ્યા વગર એ ગમગીન બની નાગમતીની સામે મીટ માંડી તાકી રહ્યો.

' બાપુ ! મારે સતી થવું છે ' કહેતી નાગની સજળ આંખો ઉમંગમાં ચમકી ઉઠી. ને નીચે ખોળા સામું જૂએ તો વાળાની આંખનું અર્ધું પોપચું ઉઘડતું નિહાળ્યું.

એ ચમકી, ભેડો કુદીને નજીક આવ્યો ને વાળાનું કાંડું હાથમાં લીધું, ઉષ્માભરી નાડીનો ધબકારો અનુભવીને એણે હર્ષમાં મ્હોં મલકાવ્યું ને બોલ્યો, " જીવે છે. "

" હેં !.......મારા પ્રભુ ! " કહેતી નાગમતી ઉમંગના ઉભરામાં આવી ગઈ.

ઘાના દુ:ખથી બેભાન પડેલો વાળો ધીમે ધીમે ભાનમાં આવતો જતો હતો. પોતાની ખાનદાનીના જોર ઉપર ઝઝુમતા ભેડાને પોતાના દુ:ખના દિવસો યાદ આવ્યા કારમો દુકાળ, વાંઢીઆર, આશ્રય, વિદાય અને વાળાનું સાથીપણું એ બધુંય એક પછી એક એની નજર આગળ રમી રહ્યું દુ:ખ અને શોક એના હૈયાને હચમચાવી નાખતાં. મિત્રતા અને શત્રુતાનાં ઉત્પાદક નાગ અને નાગમતી તરફ એની નજર ત્રાકી રહી અને એના હૈયામાં ઉપકારવૃત્તિ શોરજોરથી પડઘો પાડી રહી. એણે દુ:ખ કોઠે નાખ્યું અને 'આગળ ઉપર જોઇ લેવાશે' ધારી એ ઘવાએલા નાગને પોતાને ઘેર ઉંચકાવી લાવ્યો. વાળો ભેડાને ઘેર પડદે પડયો.

# પ્રકરણ ચૌદમું

## વેલડું

"ના઼ગ........નાગ........!"

અંધારા ઓરડાને એક ખૂણે બેભાન અવસ્થામાં વાળો પડયો પડયો લવી રહ્યો હતો. તેના જખમ ઉપર બંધાયેલ પાટાઓથી એને કાંઇક સ્ફૂર્તિ આવતી જતી હતી એના શરીર ઉપર ધીમે ધીમે ફરતો કોમળ હાથ એને થોડી થોડી પળે ચેતના પૂરી રહ્યો હતો. "નાગ !........" ફરી એણે બોલવા માંડયું.

"હા, હું........" કહી નાગમતીએ એનો હાથ હાથમાં લીધો ને પ્રેમથી પંપાળ્યો.

વાળાનાં અર્ધઉઘડયાં પોપચાં ફરી બંધ થઇ ગયાં.

ને નાગમતીએ નીસાસો મૂકયો. સ્નેહીનાં દર્દ ને દુઃખ જોઈ અધીં ગાંડી જેવી થઈ ગયેલી નાગમતી અન્નજળ છોડી ચાકરી કરવામાં તલ્લીન બની ગઈ હતી. વડિલોની મર્યાદા અને જનાપવાદની બીક એણે છોડી હતી. એના હૈયામાં હવે બીજી કોઈ લાગણી જ ન હતી. એ અને એનો પ્રાણ-સ્વરૂપ વાળો, એમાંજ એની દુનીઆ સમાઈ જતી હતી.

સાંજના નમતા પહોરે વાળો ભાનમાં આવતો હોય એમ લાગ્યું. તે બોલ્યો: "નાગ........!"

"હા–હું......." કહી નાગમતીએ એના કપાળ પર ધીમેધીમે કોમળ હાથ ફેરવ્યો.

"હેં!" ચમકીને વાળાએ આંખો અધીં ઉઘાડી ને નાગને જોતાં એ પળવાર તેના તરફ તાકી રહ્યો. એને ગઈ રાતનો પ્રસંગ યાદ આવ્યો ને હૈયું ભાંગી ગયું. 'નાગ તો બીજાની થઇ, હવે શું?' એણે પોતાના કપાળ ઉપર ફરતો વ્હાલભર્યો સુકોમળ હાથ અનુભવ્યો ને હૃદયમાં શીતળતાને બદલે ક્રોધ વ્યાપ્યો, ને હાથને તરછોડીને ખસેડી દઇ એ પડખું ફરી ગયો. નાગ પરાઈ સ્ત્રી થયેલી હોવાથી હવે તેના અંગનો સ્પર્શ એને વીંછીના ડંખ સરખો દુઃખદ લાગતો હતો. વાળો ઉશ્કેરાયો ને વેદના ઉપડી. જખમના દુઃખથી વાળો ફરી બેભાન બની ગયો.

નાગમતીની આંખમાંથી આંસુનાં ટીપાં સરી પડયાં. એના ચ્હેરા ઉપર દુઃખ ઉભરાયું ને એણે ઉંડો નીસાસો મૂકયો. ફરી વાળાનો હાથ હાથમાં લઈ પંપાળવા માંડયો. વાળે બેભાન અવસ્થામાં લવવા માંડયું: "નાગ....! નાગ!"

"હા–હું ..." કહી રડતી આંખે વાળાનો હાથ ઉંચકી એણે આંખે અડાડયો ને ઉનાં આંસુડાંથી હાથ ભીંજવ્યો. મોરો લગાડતાં ઝેરી સાપનાંય વિષ ઉતરી જાય એમ નાગમતીના દેહસ્પર્શે દર્દનું દુઃખ ઓછું થતાં શાંતિ અનુભવતો વાળો સ્હેજ ભાનમાં આવતો જતો હતો, પણ નાગ ભાન ભૂલતી જતી હતી. એણે હૈયામાં ઉપડેલો ઝંઝાવાત વહેતો કર્યો અને વાળાના દેહ ઉપર પડતું મૂક્યું.

ચોધાર આંસુડે રડતી નાગ બબડી, "મારા નાથ !...."

વાળો ચમકયો. એણે પોતાના શરીર ઉપર નાગમતીને પડેલી જોઈ. નાગમતીના શીતળ થતા જતા શરીરમાંથી આત્મા ચાલ્યો જવાની તેયારી કરતો હોય એમ એને લાગ્યું ને મહા મહેનતે એણે પોપચાં ઉંચાં કર્યાં. "નાગ !"

"નાથ !" કહેતી નાગમતી ચમકીને ટટાર થઈ ગઈ. એણે વાળાને ભાનમાં આવેલો જોયો ને એનો ચ્હેરો ગુલાબની પાંદડીઓ પેઠે ખીલી ઉઠયો.

પણ વાળાની આંખમાં ખેદની ઉંડી છાંયા એણે જોઈ.

વાળાને આ બધું સ્વપ્નવત્ ભાસ્યું ગઈ રાતે થયેલાં લગ્ન, વહેતી થયેલી જાન ને સાંભળેલું લગ્નગીત; એ બધું સાચું કે ખોટું, એ એને મન એક કોયડા જેવી વસ્તુ થઈ પડી. એ ગુંચ ઉકેલવા એ મથી રહ્યો પણ પોતાના અસ્થિર મગજમાં એ વાત ઉતરી નહિ એણે ફરી નાગમતી સામે જોયું ને આંખો બંધ કરી દીધી. અત્યારે નાગમતીનું દર્શન એને ભાલા પેઠે ખટકી રહ્યું હતું.

નાગમતીને લાગ્યું કે 'વાળો ગઈ રાતના પ્રસંગોથી, વ્હેમાયો છે અથવા પોતે મોડી થઈ એથી કાંતો રીસાયો છે. એને પારાવાર દુઃખ થઇ આવ્યું ને ઓરડો બંધ કરી, એ ખાટલાની પાંગતે વાળાના પગ તળાંસતી માથું નાખી સૂઈ રહી.

મોડી રાતના વાળો કાંઈક સ્ફૂર્તિમાં આવેલો દેખાયો. એટલે નાગમતીએ ગોળની રાબડી બનાવી એને પીવા આપી. આવી સ્થિતિમાં નાગ પોતાની મશ્કરી કરતી હોય એમ એણે માન્યું ને આડું જોઈ દીધું.

"વાળા! આમ કાં રીસાયો?" આજીજીભર્યા પણ દુઃખથી ઉભરાતા શબ્દે નાગે પૂછ્યું.

"તેં તરછોડયો માટે!"

"ભૂલ્યો. આ નાગ બીજાની થાય તે દિ સૂરજમારાજ ઉગમણો ઉગે જ નહિ."

"ત્યારે કાલ પરણ્યું એ કોણ?" કહેતો વાળો તેની સામે તાકી રહ્યો.

"એ આ નાગ નહિ, એ તો બીજી" કહી નાગ હસી પડી. થોડી ઝંખવાણીએ પડી.

સાંભળી વાળો ચમકયો. એને એ વાતમાં કંઇક કુતૂહલ લાગ્યું ને એના હૈયામાં પ્રશ્ન ઉઠયોઃ 'ખોટું બોલી પોતાને બુનાવતી તો નહિ હોય?' ફરી વિચાર આવ્યો, 'બીજાની થયેલી નાગ આમ મારી ચાકરી કેમ કરે? ને અત્યારે એ અહીં હોય પણ કયાંથી?' વાળો વિચારની ગડમથલમાં પડયો.

"ત્યારે જાન..........."

"વાળા! એ બધુંય સાચું. આપણા લગ્નમાંડવે કોઇ બીજાં પરણ્યાં." ને એની કામણગારી આંખો લુચ્ચું હસી રહી.

વાળે રાણડીની ચેળડી હાથમાં લેતાં નાગના કોમળ હસ્તનો સ્પર્શ અનુભવ્યો ને રોમાંચ ખડાં થયાં. ઘડી પહેલાં ઉલટ વિચારોથી જે સ્પર્શ વીંછીની વેદના સરખો ભાસ્યો હતો તે સ્પર્શ પોતાની જ મનાવેલી લાગણીઓથી સુખદ અનુભવાતો હતો. જગત ઘોર નિદ્રામાં પડયું હતું ત્યારે આ પ્રેમી યુગલ સુખની ઘડીઓ અનુભવતું હતું.

* * *

"નાગ !....રાત બહુ ગઈ લાગે છે. તું હવે ઘડીક સૂઈ જા."

"રાતોરાતના અખંડ ઉજાગરા કરનારને એક રાત બહુ વસમી નહિ લાગે." કહી નાગમતીએ વાળાનો હાથ દાબ્યો ને હસતાં હસતાં વાળે તે હાથ આંખે અડાડીને ચૂમ્યો.

ઘરનાં માણસો વાળાની ચાકરીમાં ભાગ લેવા આવતાં પણ નાગમતી સહુને, હરકોઇ બ્હાને, દૂરના દૂર રાખતી. વાળાની અવિશ્રાંત ચાકરી કરતી નાગ હવે છડેચોક વાળાને પરણશે એમ સહુનેય લાગ્યું હતું. પણ ભેડાના હૈયામાં હજુ બીતી હતી. લગ્નની રાત્રે થયેલ કન્યાની અદલાબદલી કેવું ભયંકર રૂપ લેશે, કેટલાય યુવાનોનાં લોહી વહેવડાવશે, એ વિચાર એને કોરી ખાતો હતો.

નાગમતીની રાત દિવસની અખંડ ચાકરી અને બન્ને વચ્ચેની બંધાયેલી પ્રેમગાંઠ જોઈ ભેડાને સમજાયું કે મારી આંખનાં પડળ મને સાચું જોવા દેતાં ન હતાં. આ ભૂલે મારૂં સર્વસ્વ નાશ પામ્યું હોત. લોકરૂઢીનાં બંધન કરતાં પ્રેમનાં બંધન કોઇ અલૌકિક વસ્તુ છે.

પોતાની એકની એક પુત્રીના સુખનો વિચાર કરતાં હવે એને લાગતું હતું કે 'વાળો કાંઇ ખોટો નથી' ને એણે એ વાતનું દુ:ખ કોરે નાખ્યું. થશે તે જોઇ લેવાશે એમ ધારી, એણે આંખમીચામણાં કર્યાં ને નાગ વાળાની ચાકરી કરે એમાં કાંઇ હરકત ન કરી.

ઘરનાં બધાં માણસો નાગમતીના દુબળા પડતા દેહની ચીંતા કરતાં હતાં. એમાંએ વાળો ઘરમાં આવ્યા પછી નાગનું શરીર ઘસાતું ચાલ્યું હતું એ કોઇની જાણ બહાર ન હતું. તેને ખવરાવવાની પણ ચીંતા હવે ઘરનાંને માથે પડી હતી. કારણ કે વાળા પાછળ ઘેલી બનેલી નાગને ખાવાપીવાનુંય ભાન રહેતું નહિ.

એક બાઈ જાળીએ ડોકાઇ ને આ પ્રેમી યુગલનું તારા-મૈત્રક જોઇ ખમચાઇ. એણે બહારથી બૂમ મારી, "નાગમતી!"

બન્ને ચમકયાં. નાગ જવા ઉઠી પણ વાળાએ હાથ ઝાલી રાખ્યો. 'હા, હા હવે તો તમારી જ છું." કહેતી નાગ માથેથી સરી ગયેલ ઓઢણી સમી કરતી બહાર દોડી ગઈ.

卐

દિવસે દિવસે વાળાને સારૂં થતું ગયું. નાગમતીના સહવાસ અને સેવાએ દર્દ એને દેખાયું નહિ ને ઘા જલદી રૂઝાવા લાગ્યો. નાગમતી પાસેથી લગ્નની રાતની વાત સાંભળી એ વિચારચગડોળે ચડતો.

"નાગ! તારી બીચારી એ સખીનું શું થયું હશે? મને લાગે છે કે એ તારે બદલે પરણીને ગઇ તો ખરી, પણ બીચારી રીબાઇ રીબાઇને વણમોતે મરશે."

દુ:ખપૂર્ણ ચહેરે વાળે કહ્યું ને નાગમતીની આંખમાં

ચીંતા ઉભરાઇ. પોતાને માટે પોતાનું સર્વસ્વ જીવન અર્પતી, પોતાને બદલે હોમાઈ જતી, સખી એની આંખ આગળ દેખાઈ. તેની આંખો સજળ બની ને ધ્રુજતે હૈયે ને ફફડતે હોઠે એના કંપતા શબ્દો ખરી પડયા: "આમ બીજા માટે મરી ફીટનારા કોઇક જ હશે." પણ આ વાત લંબાય તો વાળો વળી બેભાન થઈ જાય ને બેઠેલું દર્દ ફરી ઉભરાઇ આવે એમ ધારી નાગમતીએ એ વાત બદલી. "બીચારી સુખી થાય તો સારૂં."

"તમારાં કાવત્રાંથી........" કહેતાં એક યુગલ બારણાં ધકકેલી ઉમળકાભેર અંદર દાખલ થયું.

વાળો ચમકયો. નાગમતી પણ કંપી ઉઠી.

વાળાને લાગ્યું કે પેલો યુવાન લગ્નની રાત્રે નાગમતીને બદલે બીજી સ્ત્રી પરણાવવામાં દગો થયો છે તેથી તેનું વેર લેવા આવ્યો છે. પોતાના અંગ ઉપરના ઘાને ન ગણકારતાં, વાળાના મદાનગીભર્યા દેહમાં શૌર્ય ઉભરાવા લાગ્યું ને એની બોટીએ બોટી કંપી ઉઠી.

નાગમતીને થયું કે દગાની જાણ થતાં મારી નજર સામે જ મારી સખીને ટૂંકી કરવા એ એને અહીં લઈ આવ્યો છે. હમણાં ધીંગાણું થશે ને આ ઘાયલ વાળો...... આમ એ વિચારવમળે ચઢી. એની આંખે અંધારાં આવ્યાં. નાગ ભયભીત બની પણ એટલામાં તો એની સખી એને ગળે બાઝી પડી.

ને કંપતા વાળાને, એ ઉથલી પડે તે પહેલાં, પેલા યુવાને પથારીમાં સૂવારી દીધો.

વાળો જોઇ જ રહ્યો. વેરને બદલે અમી વષાવતી એની આંખો વાળાના ઘાયલ થયેલા દેહ સામે તગતગતી હતી.

સર્વત્ર ગંભીર ચૂપકીદી પથરાઈ હતી. આવનારાઓએ મૌન તોડયું અને હસતાં હસતાં, વર્ષો પહેલાં પોતે એક બીજાને ચાહતાં, એક બીજાથી રીસાતાં ને મનાતાં એ વાત નાગમતીને તેની સખીએ કહી.

નાગ તો આભી જ બની.

'હં! એણે જ આ બધું કારસ્થાન કરાવેલું એમ મને હવે સમજાય છે.' કહી નાગમતી હસી પડી.

"અમે આટલું બધું સાહસ ખેડયું તે નકામું કાં?" સખીએ હસતાં હસતાં આંખ મીચકાવી.

"મને શી ખબર કે તમે પહેલેથી જ એવો સંકેત કર્યો હશે! મને તો કહે કે તમારા બદલે હું પરણવા બેસું છું. જાણે મારા ઉપર મોટો ઉપકાર કર્યો! બાપડીને મનનો માન્યો મેળવવાના ઉછરંગનો પાર ન હતો ને ફજેત કરી મને!"

"વાહ! બદલો તો આવો સરસ આપો છો ને!"

"તમને બેને મેળવી દીધાં એ શું ઓછું છે?"

"એક કાંકરે બે પક્ષી પાડતાં તો તને આવડે. લુચ્ચી કેટલી ઉંડા પાણીમાં રમત રમી ગઈ!" કહી નાગમતીએ પોતાની ગોઠણના લાલીભર્યા ગાલ ઉપર એક ચુંટી ખણી.

"પણ તમારાં જેવાં ગાંડાં અમે ન કાઢીએ, હો!" કહી એણે આડું જોયું ને વાળો પથારીમાં અદુકડો થઇ ગયો.

નાગમતીએ એને સુવારી દીધો. "તમે ન ઉઠશો જરા શાન્તી લ્યો. એ તો છે જ એવી બટકબોલી."

ને વાળાએ હસતાં હસતાં જવાબ વાળ્યો, "પણ તમારા જેવી તો નહિ જ ને!"

યુવાન લેવાઇ ગયો. નાગમતી શરમથી નીચું જોઇ ગઇ ને એની સખી ધીમું ધીમું ગણગણી, "હવે કયારે લગ્નનાં ગીત ગાવા બોલાવો છો?"

રોષભરી પણ આનંદથી ઉભરાતી, ઠમકો કરતી, થનગનતે હૈયે નાગમતી ઓરડામાંથી ધીમે પગલે સરી ગઈ.

પાછળથી એક કોમળ અવાજ આવ્યો, 'કાલે જ.'

卐

કેટલાક દિવસ પછી નાગમતીનું ધમધમતું વેલડું કચ્છના રણને ખૂંદતું કાઠિયાવાડને માર્ગે વહેતું થયું.

